# श्री सदुपदेशश्रेणी.

[सदुपदेश ५१ मो.]



श्रीश्रेयस्साधकअधिकारीवर्गग्रंथावलीग्रंथांक १०१
—સંવત્ શુક્લ ૧૯૮૦ના આષાઢ પૂર્ણિમાના ૧૩૧ મા મહોત્સવનિમિત્ત—

# श्री सदुपदेशश्रेणी.

## [ सदुपदेश ५१ मो ]

—વિષયાનુક્રમણિકા—



—પ્રવર્તક—

श्रीमद् उपेन्द्र भगवान्.

—ઉદ્દેશ—

—પ્રકાશક—

श्रीश्रेयस्साधकअधिकारिवर्गतरफथी
જેઠાલાલ દેવશંકર દવે.

—અમદાવાદ—



શ્રી સૂર્યોદય પ્રિન્ટીંગ પ્રેસમાં જેઠાલાલ દેવશંકર દવેએ છાપ્યું.

ખાડીઆ—અમદાવાદ.

સંવત ૧૯૮૦. આવૃત્તિ ૧ લી. ઇ. સ. ૧૯૨૪.

મૂલ્ય: રૂ. ૦-૧૦-૦.

# પ્રસ્તાવના.

સંવત્ ૧૯૮૦ ના આષાઢી પૂર્ણિમાનો વડોદરામાં શ્રી શ્રેયસ્સાધકઅધિકારિવર્ગનો ૧૩૧ મો મહોત્સવ નિયમાનુસાર પાલન કરવામાં આવ્યો હતો. તે પ્રસંગને માટે તૈયાર કરાવવામાં આવેલા લેખો, વ્યાખ્યાનો વગેરે શ્રેયસ્સાધકો તથા અન્ય સજ્જનોને અર્થે પ્રકટ કરવામાં આવ્યા છે.

સંવત્ ૧૯૮૦ આષાઢ
શુક્લ ૧૫-બુધવાર.
વડોદરા.

શ્રીશ્રેયસ્સાધકअधिकारिवर्ग.

॥ ॐ श्री ॥

# श्री सदुपदेशश्रेणी.

## एकपंचास सदुपदेश.

## राजयोग.

[ અનુસંધાન સદુપદેશશ્રેણી ૫૦ ના પૃષ્ઠ ૩૭ થી. ]

### प्रकरण ६

### धारणा.

પ્રત્યાહાર પછીનું અંગ ધારણા છે. ઇંદ્રિયોના બહાર જતા વેગને રોકીને ચિત્તવૃત્તિને અંતર્માં એક ઠેકાણે સ્થિર કરવાની હોય છે. આ સાધનને ધારણા કહે છે. ધારણામાં ધૃ ધાતુ છે. તેનો અર્થ ધારણ કરી રાખવું ( to hold ) એવો છે. વૃત્તિને એક સ્થાનમાં સ્થાપન કરવી અથવા વૃત્તિને એક ઠેકાણે સ્થિર કરી રાખવી તેનું નામ ધારણા છે, વૃત્તિની એક સ્થાનમાં એકાગ્રતા તે ધારણા છે,

પ્રત્યાહારસુધીનાં અંગો, બહિરંગ સાધનો યોગમાં ગણાય છે, અને ધારણા, ધ્યાન અને સમાધિ એ ત્રણ અંતરંગ સાધનો ગણાય છે. આ અંતરંગ સાધનોનું ફળ ઘણું વિશેષ હોય છે. તો પણ જેમણે પૂર્વે જણાવેલાં બહિરંગ સાધનો સાધ્યાં હોતાં નથી, તે અંતરંગ સાધનો ઉત્તમ પ્રકારે સાધી શકતા નથી; તથા તેના મહાન્ ફળને અનુભવી શકતા નથી. આ ત્રણ અંતરંગ સાધનો યોગસાધકને વિવિધ સિદ્ધિઓ અર્પે છે અને તે ઉપરાંત તેને સમાધિસુખનો સાચો અનુભવ કરાવી સ્વરૂપની ઝાંખી કરાવી આત્મસાક્ષાત્કારને કરાવે છે.

ધારણામાં ક્યા પ્રદેશમાં ધ્યેયનું ચિંતન કરવાનું હોય છે તે નક્કી કરીને તે પ્રદેશમાં ચિત્તને સ્થિર કરવું પડે છે. આ ધારણા

બે ભેદવાળી ગણાય છે: એક બાહ્ય અને બીજી આભ્યંતર અથવા આંતર. તેમાં સૂર્ય, ચંદ્ર, વિષ્ણુ અથવા શંકરની મૂર્તિ, સદ્ગુરુની મૂર્તિ વગેરેની ધારણા કરવી તે બાહ્ય છે: અને શરીરમાં રહેલાં વિવિધ ચક્રોમાં અથવા નાભિ, હૃદય, મૂર્ધા આદિ સ્થાનમાં ધારણા કરવી તે આંતર છે. આ બધા પ્રકારો ઘણી જાતના છે અને તેનું વર્ણન કરતાં પાર આવે તેમ નથી. પરંતુ આ સર્વ પ્રકારો સદ્ગુરુપાસેથી જાણી લેવા યોગ્ય છે; તેથી અત્ર તેનું વિસ્તારથી કથન આપણે કરતા નથી. નાભિ, હૃદય, ઉરસ, કંઠ, જીહ્વાગ્ર, નાસિકા, નેત્રભ્રૂમધ્ય, અને મૂર્ધા આદિ સ્થાનમાં પ્રધાનપણે ધારણા કરવામાં આવે છે. શ્રીસદ્ગુરુ એથી અતિરિક્ત સ્થાનમાં પણ ધારણા કરવાનું અધિકાર જોઈને જણાવે છે.

આરંભમાં સ્થૂલ પદાર્થોમાં ધારણા કરવાની હોય છે. કારણ કે તે પ્રમાણે કરવાથી જ્યારે ધારણાનું બળ વધે છે, ત્યારે સૂક્ષ્મ પદાર્થોની અને પછી તત્ત્વોની જ માત્ર ધારણા કરવાની હોય છે. જે લોકો આ ક્રમથી નથી ચઢતા તે માત્ર હવામાં બાચકા જ ભર્યા કરે છે, અને આગળ વધી શકતા નથી.

આ સ્થાને એ જણાવવાની ખાસ જરૂર છે કે આપણાં આર્યશાસ્ત્રમાં જે મૂર્તિપૂજાની અગત્ય સ્વીકારી છે, તેનો આશય ઘણો ઉંચો છે. આ રહસ્યને નહિ સમજી શકનાર મૂર્તિપૂજાની કંઇ જ જરૂર નથી એ પ્રમાણે કહીને તેની નિંદા કરે છે. તથા મૂર્તિપૂજાથી અમુક અમુક હાનિ છે, એમ કહીને બીચારા સીધે રસ્તે જનાર સજ્જનોને ભ્રષ્ટ કરે છે. મૂર્તિપૂજા એ આર્યધર્મશાસ્ત્રનું મહત્ત્વાવાળું અંગ છે અને તેનો જે સ્વીકાર કરતા નથી તે આર્યધર્મશાસ્ત્રથી વિમુખ સમજવાના છે, અને તે આર્યશાસ્ત્રના રહસ્યને સમજી શકતા નથી. મૂર્તિપૂજાના ઘણા લાભો છે તથા તેમાં ઘણું ઘણું રહસ્ય રહેલું છે. તેવડે વ્યવહારપરમાર્થ ઉત્તમ પ્રકારે સધાય છે અને પરમાત્મપદને પ્રાપ્ત કરી શકાય છે.

મૂર્તિપૂજા ધારણાધ્યાનમાં બહુ ઉપયોગી છે. જે મૂર્તિપૂજાનો આશ્રય નહિ લેતાં પ્રત્યાહાર ધારણાને વિસારીને ધ્યાન કે સમાધિ કરવાનો પ્રયત્ન કરે છે તે ગાંડા મનુષ્યની પેઠે જ મિથ્યા કલ્પનારૂપી આકાશમાં ઉડે છે, અને કોઈ પણ અર્થની સિદ્ધિ કરી શકતા નથી. પ્રથમ કોઇ પણ દેવતાની અથવા ગુરુની સ્થૂલ મૂર્તિ ધારણામાં લેવી

અને પછી અંતરમાં પણ તે જ મૂર્તિને ધારવી, અને પરિણામે સૂક્ષ્મ તત્ત્વની ધારણાઉપર ચઢવું, એ જ પરમ હિતાવહ છે.

આ ધારણાના ઘણા પ્રકાર છે એમ આપણે ઉપર જણાવ્યું છે, અને તે સદ્ગુરુદ્વારા જ જાણવાના હોય છે. તો પણ સર્વસામાન્ય એક પ્રકાર હું અત્રે તમને જણાવું છું. તે એ કે પ્રથમ આપણા નેત્રસામે આપણા ઇષ્ટદેવતાની મૂર્તિને સ્થાપવી અને તેને નિર્નિમેષ દૃષ્ટિથી જોયા કરવી. પછી વળી તે મૂર્તિને હૃદયમાં આઠ દલવાળું કમળ ધારવું, અને તેની મધ્યમાં આપણા ઇષ્ટદેવતાની રમ્ય મૂર્તિને ધારવી, અને તેને જોયા કરવી. ધારણાની પરિપક્વ અવસ્થા તે ધ્યાન છે. અને ધ્યાનની પરિપાક અવસ્થા તે સમાધિ છે, જેથી ધારણામાં પ્રગતિ થતાં અથવા તે સિદ્ધ થતાં સાધક ધ્યાનમાં જ પ્રવેશે છે. અને ધ્યાનની પરિપાક દશાએ સાધક સમાધિમાં પ્રવેશે છે. જો કે ચિત્તવૃત્તિને અમુક પ્રદેશમાં સ્થિર કરી રાખવી તેનું નામ ધારણા છે; તો પણ ધારણા અને ધ્યાન એ બેનો યુગપત્ અભ્યાસ થઈ શકે છે.

યોગાભ્યાસીએ એકાંતસેવન કરવું જોઇએ. જનસંગ ન સેવવો જોઇએ. તેણે બહુ બોલવું ન જોઇએ, બહુ પરિશ્રમ કરવો ન જોઇએ. બહુ જમવું ન જોઇએ. ઉજાગરો ન કરવો જોઇએ. યોગાભ્યાસના લાભ જ લોકો જાણતા નથી. જો તે જાણતા હોય તો તેનું અનુષ્ઠાન કર્યા વિના ન રહે. કારણ કે તેના લાભ અપાર છે. યોગાભ્યાસથી શરીર સુદૃઢ થાય છે, રોગનો જય થાય છે, ચિત્ત પ્રશાંત થાય છે, ક્લેશો શમે છે, મનોબળ વધે છે, આત્મબળ વધે છે, આ સૃષ્ટિઉપર સ્વામિત્વ પ્રાપ્ત થાય છે તથા પરમ સુખશાંતિ પ્રાપ્ત થાય છે.

વળી સ્વરમાં પણ માધુર્ય આવે છે, જૂદા જૂદા પ્રકારના નાદ સંભળાય છે. દૂરદર્શન કે દૂરશ્રવણ પણ પ્રસંગે થાય છે. ભૂતભાવિ પ્રસંગોનું પ્રસંગે ભાન થાય છે, અને આ પ્રમાણે થાય ત્યારે યોગાભ્યાસીએ જાણવું કે પોતાની યોગાભ્યાસમાં પ્રગતિ થાય છે.

યોગાભ્યાસીએ આહારની ઘણી સાવધાનતા રાખવાની છે. સાત્ત્વિક આહાર અને તે જરૂરપુરતો જ લેવાનો છે દુધઉપર રહી શકાય તો વધારે સારૂં. યોગમાં આગળ વધ્યા પછી યોગી ગમે તે ખાય છે તો અડચણ નથી, પરંતુ સાધકે તો આહારના સંબંધમાં અત્યંત સાવધાન રહેવાનું છે.

વાદવિવાદનો યોગાભ્યાસીએ ત્યાગ કરવો જોઇએ, અને શ્રદ્ધાથી અભ્યાસને નિત્ય આગ્રહથી સાધવો જોઇએ. જે પુસ્તકો કે વાચન પોતાના અભ્યાસમાં ઉપકારક હોય તે જ તેણે વાંચવા જોઇએ. પોતાના ક્રમમાં સાહાય્યક કે ઉપકારક થઈ રહે તેવા મનુષ્યોનો જ સંગ તેણે સેવવો જોઇએ.

યોગાભ્યાસની વૃદ્ધિ થતાં ઇંદ્રિયોથી થતાં વેદન ( Feelings) સૂક્ષ્મ અને સૂક્ષ્મતર થતાં જાય છે અને આ સૃષ્ટિની અગમ્ય વસ્તુઓ ગમ્ય થતી જાય છે. અને આ પ્રમાણે થવાથી સાધકને ઉત્સાહ પણ પ્રકટે છે.

યોગસાધકે આ વ્યવહારમાં મોતીની છીપના કીડાજેવા થવું જોઇએ. જ્યારે સ્વાતિ નક્ષત્ર આવે છે ત્યારે આ કીડો છીપસાથે દરીઆના પાણીઉપર આવે છે અને જ્યારે તેમાં સ્વાતિ નક્ષત્રનું જળનું ટીંપું પડે છે ત્યારે તે છીપને બંધ કરીને દરીઆને તળે જતો રહે છે. પછી ત્યાં રહ્યે રહ્યે તેમાંથી તે મોતી તૈયાર કરે છે. આ પ્રમાણે યોગનાં સાધનો ગુરુદ્વારા જાણ્યા પછી જનસંગ છોડીને સાધકે એકાંતમાં જઈને સાધનાભ્યાસ કરવો જોઇએ. જે વ્યવહાર દશામાં હોય તેમણે વ્યવહારની જાળને ન વધારતાં ન ચાલી શકે તેમ હોય તેટલો જ વ્યવહાર સાધીને પોતાનો સર્વ સમય સાધનાભ્યાસમાં જ ગાળવો જોઇએ. આ પ્રમાણે જે નથી કરતા તે યોગાભ્યાસમાં આગળ વધી શકતા નથી.

યોગસાધકે પોતાના અધિકારનું સાધન જાણીને તેને સાધવા માંડવું જોઇએ, આજે આ જાણ્યું, કાલે આ જાણ્યું, એ પ્રમાણે નવું નવું જાણવાનો સ્વભાવ રાખ્યાથી અભ્યાસમાં આગળ વધાતું નથી; પરંતુ જે સાધન પ્રાપ્ત થયું હોય તેને સિદ્ધ કરીને પછી બીજું સાધન પકડવું જોઇએ.

સ્વામી વિવેકાનંદજી કહે છે કે He who can become mad with an idea he alone sees light—જે મનુષ્ય કોઇ પણ એક વાતથી ગાંડો થઇ શકે છે તે જ પ્રકાશનું દર્શન કરી શકે છે. કોઇ પણ બાબતની પાછળ પડયા વિના તેની સિદ્ધિ થતી નથી

જો તમારે યોગી થવું હોય તો બીજી આડી અવળી વાતો જવા દો; પરંતુ એક વસ્તુને સિદ્ધ કરવાનો ધ્યેય રાખો. તમારે યોગી જ થવું છે, એવી ઇચ્છા રાખો. બીજી ઇચ્છાઓને ગૌણ કરો અને

આ એક ઇચ્છાને જ પ્રધાનતા આપો. આનો જ માત્ર વિચાર કરો, અને આને જ ધ્યેય રાખીને તેને સિદ્ધ કરો ત્યારે શાંત થાઓ.

આજે મનુષ્યો શું કરે છે? એક દિવસ દેશનું હિત કરવાનો પ્રયત્ન કરે છે, બીજે દિવસે યોગી થવાનો પ્રયત્ન કરે છે, ત્રીજે દિવસે વેદાંતી થવાને ઇચ્છે છે. અને આ પ્રમાણે જૂદા જૂદા ધ્યેય રાખીને તે જૂદી જૂદી પ્રવૃતિ સેવે છે. આ પ્રવૃત્તિનો પરિણામ એ આવે છે કે તે કોઇ પણ બાબતમાં પ્રગતિ કરી શકતો નથી. વિજય-પ્રાપ્તિનો આ માર્ગ નથી.

સારી અને નઠારી બન્ને સંગતિ સાચા યોગસાધકે છોડવાની છે. " અર્થં સાધયામિ વા દેહં પાતયામિ " એવો દઢ નિશ્ચય તેણે ધારણ કરીને ઉગ્ર પ્રયત્ન કરવાનો છે. અનેક જન્મે સંસિદ્ધિ થાય તેમાં કંઈ આનંદ નથી. આ એક જ જન્મમાં અર્થની સિદ્ધિ થવી જોઇએ. તે જ સાચા વીર પુરુષો છે કે જે એક જ જન્મમાં અર્થ-સિદ્ધિને અનુભવે છે, અને પોતાના આયુષ્યનો અંત આવતા પૂર્વે ઇપ્સિતાર્થની સિદ્ધિ કરીને વિરમે છે. ફલપ્રતિ દૃષ્ટિ ન રાખતાં પુરુષ-પ્રયત્નમાં જ લાગેલા રહેવું જોઇએ. સાચા પુરુષાર્થી આખો મહા-સાગર ખાલી કરવાનો હોય છે તોપણ તેને ખાલી કરવાને તત્પર થાય છે. તેમને પોતાના પુરુષપ્રયત્નમાં અપૂર્વ દઢ શ્રદ્ધા હોય છે અને તેમને આ જગત્‌માં કોઈ પણ કાર્ય અસંભવિત જણાતું નથી. આવા સાચા નિશ્ચયવાળા અને દઢ આગ્રહ તથા અનુપમ પુરુષાર્થ-પરાયણ મનુષ્યો જ આ જન્મમાં અર્થસિદ્ધિનાં દર્શન કરી શકે છે.

ત્રણથી છ કલાક ધારણનો અભ્યાસ કરનારને તે છથી ત્રણ માસમાં સિદ્ધ થાય છે. પછી અધિકારપરત્વે ન્યૂનાધિક સમય પણ થાય છે. ધારણાનું સરસામાન્ય સ્વરૂપ એક ઠેકાણે આ પ્રમાણે જણાવવામાં આવ્યું છે,

हृत्पुंडरिके नाभ्यां मूर्ध्नि पर्वतमस्तके ।
एवमादि प्रदेशेषु धारणाचित्तबंधनम् ॥

હૃદયકમલમાં, નાભિમાં, મૂર્ધામાં, વગેરે દેશમાં ચિત્તને સ્થિર કરવું તે ધારણા છે. ધારણાનું સ્વરૂપ અત્ર સ્પષ્ટ કરવાનો સ્વલ્પ પ્રયત્ન કર્યો છે. તે છતાં પણ તેનું વાસ્તવ સ્વરૂપ અને મહત્તા તો તેના અભ્યાસથી જ સમજાય છે, તથા તેના ફળનો અનુભવ પણ અભ્યાસ કરવાથી જ થાય છે.

## પ્રકરણ ૭



### ધ્યાન.

ધારણાના પ્રદેશમાં ધ્યેયને કલ્પીને ધ્યેયવિષયક વૃત્તિની એકાગ્રતા કરવામાં આવે છે. આ એકાગ્રતા દૃઢ થતાં અર્થાત્ તેની ધારા અવિચ્છિન્ન ચાલતાં તે ધ્યાન કહેવાય છે. તો પણ આ ધ્યાનમાં પણ આ એકાગ્રતાની ધારા સંપૂર્ણ અંશમાં અવિચ્છિન્ન ચાલતી નથી હોતી, પણ તેમાં પણ કંઈ અપૂર્ણતા હોય છે. આ અપૂર્ણતા દૂર થઈ જ્યારે પૂર્ણ અંશમાં આ ધારા સતત વહે છે ત્યારે તે સમાધિ કહેવાય છે. ધ્યાતાની પૂર્ણ અંશમાં ધ્યેયાકાર સ્થિતિ તે ધ્યાન છે. ધ્યેયમાં સતત ધારારૂપ ધ્યાતાની વૃત્તિનો પ્રવાહ વહેવો તે સમાધિ છે, તેમાં કંઈક અપૂર્ણતા હોય છે તો તે ધ્યાન કહેવાય છે. ધારણાની પરિપાક અવસ્થા એ ધ્યાન છે અને ધ્યાનની પરિપાક અવસ્થા તે સમાધિ છે. આ ત્રણને સંયમ કહે છે. આ સંયમ જેને સિદ્ધ થાય છે તેનામાં અનેક યોગની સિદ્ધિઓ પ્રકટે છે.

આ ધ્યાનના અનેક પ્રકારો છે. પરંતુ તે સર્વમાં બે મુખ્ય પ્રકાર છે. એક સગુણ અને બીજો નિર્ગુણ. પરમેશ્વર અથવા ઇષ્ટ દેવતાની સગુણ મૂર્તિનું ધ્યાન તે સગુણ ધ્યાન છે અને તેમના નિર્ગુણ સ્વરૂપનું ધ્યાન તે નિર્ગુણ ધ્યાન છે. સગુણ ધ્યાન એ પ્રથમ પગથીયું છે, અને નિર્ગુણ ધ્યાન એ તેના પછીનું પગથીયું છે. પ્રથમ પગથીએ ચડ્યા વિના કોઇ બીજે પગથીએ ચઢી શકતા નથી. મૂર્તિપૂજાના વિરોધી લોકો સગુણ સ્વરૂપને છોડીને માત્ર નિર્ગુણ સ્વરૂપના ધ્યાનની વાતો કરે છે, તે આ સંબંધમાં કંઇ જ સમજતા નથી અને તદ્દન અજ્ઞાન હોય છે. તેમનો આ માર્ગમાં કિંચિત્ સરખો પણ પ્રવેશ થએલો હોતો નથી, અને તે માત્ર વાતો કરી ખાનાર હોય છે એટલું જ. બાળક જેમ જન્મ્યા પછી પ્રથમ જ સીધું ટટાર ચાલી શકતું નથી, કે પાટી કે કોપી ઘુંટયાવિના જેમ કોઇ સારા અક્ષર લખી શકતું નથી, તેમ સગુણસ્વરૂપની ઉપાસના કર્યા વિના કોઈ નિર્ગુણ સ્વરૂપની ઉપાસના કે ધ્યાન કરી શકતું નથી. સગુણ સ્વરૂપની ઉપાસના કર્યા વિના નિર્ગુણ સ્વરૂપની ઉપા-

સના કોઇ કરી શકતું નથી. અને સગુણ સ્વરૂપની ઉપાસના કે તેનું ધ્યાન કરનારમાં સ્વાભાવિક રીતે જ નિર્ગુણ સ્વરૂપની ઉપાસના કે ધ્યાન કરવાનો આધકાર આવે છે. જેમ કોઇ શિખરના પગથીએ વચલાં કે આરંભક પગથીયાં ચઢયાવિના ચઢી શકતું નથી, તેમ સગુણસ્વરૂપનું ધ્યાન પ્રથમ કર્યાવિના કોઇ નિર્ગુણ સ્વરૂપનું ધ્યાન કરી શકતું નથી. જે લોકો માત્ર નિર્ગુણ સ્વરૂપના ધ્યાનની વાતો કરે છે તે માત્ર હવાઈ કલ્પનામાં ઉડે છે, એટલું જ. તેમને આ વિષયની કશી જ ખબર નથી.

---

## પ્રકરણ ૮

## સમાધિ.

જ્યારે ઉપર કહ્યા પ્રમાણે ધ્યેયાકાર વૃત્તિનો પ્રવાહ અખંડિત ચાલે છે અને જ્યારે હું ધ્યાન કરૂં છું, તથા અમુકનું ધ્યાન કરૂં છું, એવું ભાન રહેતું નથી, પણ પોતાના સ્વરૂપનું અભાન થતાં માત્ર ધ્યેયનો જ અનુભવ થાય છે, તેને સમાધિ કહે છે. તૈલધારાવત્ આ પ્રવાહ અને આ પ્રત્યય અથવા આ અનુભવ આવે છે ત્યારે તેને સમાધિ કહેવામાં આવે છે. ધ્યાનદશામાં ધ્યાન કરનાર પોતાનું અને ધ્યાનમાં જે અનુભવ થાય છે તેનું ભાન અભિમાનીને હોય છે; પરંતુ સમાધિમાં આ બન્નેનો અભાવ થાય છે. સમાધિમાં માત્ર ધ્યેયનો જ અખંડ અનુભવ થાય છે, અને તે સમયમાં પોતાના સ્વરૂપની શૂન્યતા હોય છે.

હું જે અત્ર લખું છું, તે સમજી શકાતું હશે જ. પરંતુ સમજવામાં અને અનુભવવામાં બહુ અંતર છે. માત્ર વાંચીને સમજવાથી સામાન્ય આનંદ થાય છે એટલું જ. પરંતુ અનુભવથી તો દુઃખમાત્રની નિવૃત્તિ થાય છે, અને જે આનંદથી કોઇ બીજો આનંદ પર નથી તેવા સર્વોત્કૃષ્ટ આનંદનો અનુભવ થાય છે. તેથી જેણે આ આનંદનો અનુભવ કરવો હોય તેણે અનુભવના માર્ગમાં ચાલવું જોઇએ. વાંચ્યાથી કે વાતો કર્યાથી કોઇ અર્થ સરે તેમ નથી. ઘણાએ વિદ્વાનો યોગનાં પુસ્તકોનો અભ્યાસ કરી ગએલા હશે. પરંતુ

તેથી શું? તેથી કંઇ તેમના દુઃખની નિવૃત્તિ થઇ હોતી નથી. જીવત્વદશાના સઘળા કલેશો તેમના જેમ ને તેમ વિદ્યમાન હોય છે, તેથી દુઃખની નિવૃત્તિ અને પરમાનંદની પ્રાપ્તિ જેણે કરવી હોય તેણે ધીમે ધીમે પણ અભ્યાસના માર્ગે વહેવું ઘટે છે.

આ સમાધિની જેમ જેમ સ્થિરતા થાય છે તેમ તેમ ધ્યેયગત અશેષવિશેષોનું તેની પરિપાકદશાએ સમાધિસ્થને અનુભવભાન થાય છે. તે સંપૂર્ણ અંશમાં ધ્યેયરૂપ થાય છે. ધ્યેયના જે જે ગુણધર્મો હોય છે તે સર્વ ધ્યાતામાં ધ્યેયના સાક્ષાત્પૂર્વક સમાધિની પરિપાકદશાએ પ્રકટે છે.

મનુષ્ય બે પ્રકારની ક્રિયા કરે છે. એક ભાનપૂર્વક અને બીજી અભાનપૂર્વક અથવા એક બોધપૂર્વક અને બીજી અબોધપૂર્વક. તે ખાય છે તે ભાનપૂર્વક ખાય છે, પરંતુ તે ખાધેલું પચાવે છે, તે અભાન-પૂર્વક અથવા અબોધપૂર્વક પચાવે છે. તેના શરીરમાં ખોરાકમાંથી જુદા જુદા રસો શી રીતે બને છે તથા તેના શરીરના સ્થૂલ સૂક્ષ્મ અવયવો, તથા રુધિર વગેરે શી રીતે રચાય છે, તેની તેને કશી જ ખબર હોતી નથી; અર્થાત્ તેવું તેને જ્ઞાન અથવા ભાન હોતું નથી. પશુપક્ષીઓ જે જે ક્રિયા કરે છે તે મનુષ્યની પેઠે પોતાના અહંના ભાનપૂર્વક કરતાં નથી. પણ પ્રેરણાશક્તિને વશ વર્તીને કરે છે. જેમાં અહંનું ભાન નથી તેવી ક્રિયા અજ્ઞાનપણે થાય છે,

મનુષ્યનું હૃદય જે અખંડ કામ કરે છે, તેનું મનુષ્યને જ્ઞાન નથી પરંતુ તે છતાં તેને વશ વર્તાવવું હોય છે તો તેને તે વશ વર્તાવી શકે છે. તેના ધબકારા ઓછાવત્તા તે કરી શકે છે, અથવા તો તેને બંધ કરી દેવું હોય તો તે બંધ કરી શકે છે. આ સર્વ અભ્યાસથી બની શકે છે.

મનુષ્યના મનની બે ભૂમિકાઓ છે. એક જ્ઞાનવાળી–બોધવાળી અને બીજી જ્ઞાનરહિત અથવા બોધરહિત. આ બન્નેમાં તે કામ કરે છે. પરંતુ એક ભૂમિકાની ક્રિયામાં અહંનું ભાન જાગ્રત્ હોય છે અને બીજામાં તે જાગ્રત્ હોતું નથી. આ બે ભૂમિકાથી ત્રીજી પણ મનની ભૂમિકા અથવા પ્રદેશ છે, કે જેમાં તે પ્રવેશી શકે છે, જેમાં તે ઉડી શકે છે, અને તે પ્રદેશનો અનુભવ કરી શકે છે. આ ભૂમિકા આ બન્ને ભૂમિકાના ઉપરની છે. અંગ્રેજીમાં આ ભૂમિકાને (Super concious plane ) સુપર કોનશીઅસ પ્લેન કહે છે. અને તેની

નીચેની બે ભૂમિકાને concious plane and unconcious plane કહે છે. આ ત્રીજી સુપર કૉનશીઅસ ભૂમિકાને યોગમાં સમાધિ કહે છે. સમાધિમાં મનુષ્ય આ ત્રીજી ભૂમિકામાં પ્રવેશે છે.

કોઇ શંકા કરે કે સમાધિમાં તે પ્રથમની નીચી ભૂમિકામાં કેમ નહિ પ્રવેશતો હોય તો તેનું સમાધાન એ છે કે તેમાંથી જાગ્રત થતાં તેનામાં પૂર્વે નહિ પ્રકટ એવાં અદ્‌ભુત જ્ઞાન, ઐશ્વર્ય તથા શાંતિ, તૃપ્તિ વગેરે જણાય છે. મનુષ્ય ઉંઘી જાય છે ત્યારે પ્રથમની નીચી ભૂમિકામાં તેનો પ્રવેશ થાય છે, અને તે જાગે છે ત્યારે તેનામાં કાંઇ વિશેષ ફેરફાર થએલો જણાતો નથી; પરંતુ તે સમાધિમાંથી જાગ્રત થાય છે ત્યારે તેનામાં ઘણા ઉચ્ચ ફેરફારો જોવામાં આવે છે. જેથી સમાધિની સ્થિતિ એ સર્વથી ઉત્કૃષ્ટ છે.

આ પ્રદેશ અથવા આ ભૂમિકા એ બુદ્ધિથી પરનો પ્રદેશ અથવા તેની ઉપરની ભૂમિકા છે. બુદ્ધિનો પ્રદેશ મર્યાદિત હોય છે અને તેમાં મનુષ્યનું મન રમે છે. પરંતુ તેનાથી પર પ્રદેશમાં જ્યારે મનુષ્યની સ્થિતિ થાય છે ત્યારે તેનાં સુખ, શાંતિ, જ્ઞાન વગેરે અદ્‌ભુત પ્રકારનાં થઇ રહે છે અને તે સાચી તૃપ્તિનો અનુભવ કરે છે, તથા યથાર્થ અથવા સત્યજ્ઞાનને પ્રાપ્ત કરે છે.

આ જગતમાં ઇશ્વર છે કે નહિ મનુષ્યના આત્માનું કેવું વાસ્તવ સ્વરૂપ છે, આ જગતમાં મનુષ્યથી ઉચ્ચ કોટિના દેવાદિક છે કે નહિ, મનુષ્યની ઉત્પત્તિ ક્યાંથી છે, તેનો પરિણામ શામાં છે, ઇશ્વર અને તેનામાં કેટલો ભેદ છે. આ જગત્ વસ્તુતઃ શું છે, તે ક્યાંથી પ્રકટે છે, કોના આધારે ચાલે છે, તે જણાય છે તેવું સત્ય છે કે મિથ્યા છે, એ વગેરે અનેક બુદ્ધિથી ન નિર્ણય થઇ શકે તેવી બાબતાનો નિર્ણય મનુષ્ય જ્યારે આ ત્રીજી ભૂમિકામાં પ્રવેશે છે, ત્યારે યથાર્થપણે થઇ શકે છે. પ્રાણીમાત્ર એક જ પરમાત્મા અથવા એક જ ચૈતન્યના અંશો અથવા સ્ફુલિંગો છે. મનુષ્યના આત્મામાં અનંત ઐશ્વર્ય તથા અનંત જ્ઞાન ભરેલાં છે, તેનાં વાસ્તવ સ્વરૂપમાં દુઃખનો અભાવ છે. અને તે આનંદઘન છે, એ વગેરે અનુભવ આ તૃતીય ભૂમિકામાં અથવા આ સમાધિદશામાં જ થાય છે, બુદ્ધિથી અગમ્ય જણાતી અથવા બુદ્ધિથી જેનો ખુલાસો થઇ શકતો નથી તેવી અનેક બાબતોના ખુલાસા આ પ્રદેશમાં સ્થિતિ થવાથી થઇ શકે છે.

આ સ્થિતિમાં ક્રમથી જઈ શકાય છે અને યોગ એ તે સ્થિતિને પ્રાપ્ત કરવાનો સુલભ નિયત માર્ગ દર્શાવે છે. પૂર્વે જે અનેક પુરુષો આ માર્ગે અથવા આ શ્રેણીએ વહીને આ પદનો અનુભવ કરી શક્યા છે અને તે જ માર્ગે વહીને હું અને તમે પણ તે પદનો અનુભવ કરી શકીએ છીએ. જે તે માર્ગમાં વહે છે તે તેના અધિકારી છે.

આ સ્થિતિમાં પ્રવેશતાં યોગિને અનેક સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે. તે જો આ સિદ્ધિઓમાં લોભાય છે અને પ્રાપંચિક અથવા માયિક સુખોમાં મોહ પામે છે તો તેનો વિકાસ અટકે છે, અને તેના દુઃખની આત્યંતિક નિવૃત્તિ તથા પરમાનંદની પ્રાપ્તિ થતી નથી, અથવા કહો કે શિખરની સ્થિતિને તે પ્રાપ્ત થતો નથી.

## प्रकरण ९

### सार.

કૂર્મપુરાણમાં રાજયોગસંબંધમાં આ પ્રમાણે સ્વરૂપમાં વિવેચન કરેલું છેઃ મનુષ્યની આસપાસ રહેલા પાપપિંજરને યોગ બાળીને ભસ્મ કરે છે, અને તેને મુક્ત કરે છે, યોગથી વિશુદ્ધ જ્ઞાન પ્રકટે છે અને યોગીને નિર્વાણપદ પ્રાપ્ત થાય છે. યોગથી જ્ઞાન થાય છે, જે જ્ઞાન પાછું યોગમાં સાહાય્યક થાય છે. જે જ્ઞાન અને યોગ એ બેના સંયોગ કરે છે તેના ઉપર પરમાત્મા પ્રસન્ન થાય છે, જે નિત્ય બે દહાડે કે ત્રણ દહાડે મહાયોગને સાધે છે, તેમને દેવ જ જાણવા. યોગના બે વિભાગ છેઃ એક અભાવ અને બીજો મહાયોગ. જેમાં પોતાના સ્વરૂપને નિર્ગુણ અને શૂન્ય માનીને ધ્યાન કરવામાં આવે છે તેને અભાવ કહે છે; અને જેમાં પોતાના આત્માને વિશુદ્ધ અને મલરહિત જોવામાં આવે છે, તથા પરમાત્માસાથે જેમાં ઐક્ય જોવામાં આવે છે, તેને મહાયોગ કહે છે. આ બન્નેવડે યોગી પોતાના આત્માનો સાક્ષાત્કાર કરે છે. બીજા યોગના અંગો અથવા બીજા યોગ આ મહાયોગની બરાબરી કરી શકે તેમ નથી, કારણ કે આ મહાયોગમાં તો યોગી પોતાને અને આખા જગત્‌ને પરમાત્મમય અનુભવી શકે છે.

યમ, નિયમ, આસન, પ્રાણાયામ પ્રત્યાહાર ધારણા, ધ્યાન અને સમાધિ, એ યોગનાં આઠ અંગો છે, અથવા આઠ પગથીયાં છે. અહિંસા, સત્ય, અસ્તેય, અપરિગ્રહ, વગેરે યમ કહેવાય છે તે ચિત્તની શુદ્ધિ કરે છે. કોઇ પણ પ્રાણીને કદીપણ શરીર, વાણી અને મનવડે અપાય નહિ કરવો તે અહિંસા છે. આ ઉત્તમોત્તમ સદ્‌ગુણ છે. તેમ જ આ ધર્મના પાલનથી મનુષ્યને જે સુખશાંતિની પ્રાપ્તિ થાય છે તેપણ અદ્‌ભુત છે. સત્યથી જે જે ક્રિયા મનુષ્ય કરે છે તેનું ફળ તેને મળી જાય છે. સત્યવડે સર્વ કંઇ પ્રાપ્ત થઈ શકે છે. સત્યમાં અખિલ વિશ્વ પ્રતિષ્ઠિત થયેલું છે. બળ અથવા ચોરીથી કોઇનો કોઇ પદાર્થ ન લેવો તે અસ્તેય છે. સર્વ સમયમાં અને સર્વ બાબતમાં વિચાર, વાણી અને આચારમાં પવિત્રતા રાખવી, તે બ્રહ્મચર્ય છે. પોતાને ગમે તેટલું કષ્ટ પડતું હોય છતાં કોઇની પાસેથી કંઇ પણ ન લેવું તે અપરિગ્રહ છે. તાત્પર્ય કે જ્યારે મનુષ્ય બીજા પાસેથી કંઇ પણ લે છે. ત્યારે તે નીચો થાય છે અને તેની સ્વતંત્રતા તે ખુએ છે, તથા તે મોહથી બંધાય છે.

નિયમ, તપ, સ્વાધ્યાય, સંતોષ, શૌચ અને ઇશ્વરપ્રણિધાન એ યોગમાં અત્યંત સાહાય્યક છે.

વેદમંત્રોનું પઠન તથા શાસ્ત્રોનું પરિશીલન એ સ્વાધ્યાય છે. સ્વાધ્યાયથી સત્વની શુદ્ધિ થાય છે. આ મંત્રોચ્ચારના ત્રણ પ્રકાર છે: એક વૈખરી વાણીવડે કરાય છે, બીજો મધ્યમા વાણીવડે અને ત્રીજો પશ્યંતિ વાણીવડે કરાય છે. પશ્યંતીવડે કરાતા મંત્રોચ્ચારમાં અર્થનું પણ ભાન કરાય છે અને તેથી તે ઉત્તમ છે. આ મંત્રોચ્ચાર તે મનોમય હોય છે. ઋષિમુનિઓ કહે છે કે શુદ્ધિ બે પ્રકારની હોય છે. એક બાહ્ય અને બીજી આંતર, શરીરની બાહ્યશુદ્ધિ જલ મૃત્તિકા વગેરેવડે થઇ શકે છે; મનની આંતર. શુદ્ધિ સત્ય તથા તપ વગેરેવડે થઇ શકે છે, આ બન્ને શુદ્ધિની જરૂર છે. તો પણ બન્ને જેનાથી ન બની શકે તેણે આંતરશુદ્ધિને પ્રધાનતા આપવી.

આસનમાં શરીરને અક્કડ અથવા તંગ અવસ્થાવાળું ન રાખવું પણ સુખપૂર્વક રહી શકે તેવું રાખવું. કાળજીમાત્ર એટલી રાખવી કે છાતી, ડોક અને માથું એ ત્રણે ટટાર અને એક સીધી લીટીમાં રહેવાં જોઇએ. તે પછી પ્રાણાયામ આવે છે. પ્રાણ એટલે મનુષ્યના શરીરમાં રહેલું સૂક્ષ્મ આધ્યાત્મિક (Spiritual) અથવા પ્રાણ-

તત્ત્વસંબન્ધિ બળ. પ્રાણાયામના ત્રણ પ્રકાર છેઃ એક સાદો, બીજો મધ્યમ અને ત્રીજો શ્રેષ્ઠ. આ પ્રાણાયામના ત્રણ ભેદ છે, અથવા ત્રણ વિભાગ છે. એક પૂરક, બીજો કુંભક અને ત્રીજો રેચક. જ્યારે પ્રાણાયામ બાર માત્રાનો કરવામાં આવે છે ત્યારે તે સાદો પ્રાણાયામ કહેવાય છે. જ્યારે તે ચોવીશ માત્રાનો કરાય છે ત્યારે તે મધ્યમ કહેવાય છે; અને જ્યારે જે છત્રીશમાત્રાથી કરવામાં આવે છે તે ઉત્તમ પ્રાણાયામ કહેવાય છે. જે પ્રાણાયામમાં શરૂઆતમાં પ્રસ્વેદ થાય છે, પછી શરીરમાં પ્રકંપ થાય છે, પછી શરીરમાં શૈથિલ્ય અનુભવાય છે અને પરિણામે જેમાં અપૂર્વ શાંતિ અને આનંદનું ભાન થાય છે. તે ઉત્તમ કહેવાય છે, પૂરક એટલે પ્રાણવાયુને શરીરમાં પૂરવો તે. કુંભક એટલે પ્રાણવાયુને ભીતર પુરી રાખવો તે અને રેચક એટલે તેને બહાર કાઢવો તે.

ઇંદ્રિયોનો સ્વભાવ બહિર્મુખ વહેવાનો છે, અને તે પ્રમાણે તે આ જગતના પદાર્થોસાથે સંબંધમાં આવ્યા જ કરે છે. આ ઇંદ્રિયોના બહિર્મુખ વેગને રોકવો તે પ્રત્યાહાર છે. બહાર વહેતી વૃત્તિઓને અંતર્મુખ કરવી, તે પ્રત્યાહાર છે.

નાસિમાં, હૃદયકમલમાં, અથવા મૂર્ધામાં ચિત્તવૃત્તિને સ્થિર કરવી તે ધારણા છે.

એક જ વસ્તુઉપર ચિત્તવૃત્તિને સ્થિર કરવામાં આવે છે ત્યારે પછી હજાર જાતના જે વૃત્તિના વેગો હોય છે તે અટકી જાય છે, અને એક જ જાતના પ્રવાહો વહે છે. પછી ધીમે ધીમે આ પણ વેગો ઓછા થઇને એક જ પ્રકારનો પ્રવાહ વહે છે, અને તે ધ્યાન છે. આ ધ્યાનની પરિપાક દશા તે સમાધિ છે. એક બિંદુઉપર કે એક સ્થાનઉપર ચિત્તવૃત્તિને બાર ક્ષણ સુધી સ્થિર કરવામાં આવે તો તે ધારણા છે. બાર આવી ધારણાના સમયપૂરતી તે વૃત્તિ સ્થિર રહે તો તે ધ્યાન છે, અને બાર આવા ધ્યાન પૂરતી તે સ્થિર રહે તો તે સમાધિ છે.

જ્યાં અગ્નિ હોય, પાણીમાં જ્યાં શુષ્ક પર્ણ પડ્યાં હોય, જ્યાં ઉધાઇના રાફડા હોય, જ્યાં જંગલી પશુઓ વસતાં હોય, જ્યાં ભયનું કારણ હોય, જ્યાં ચાર રસ્તાઓ મળતા હોય, જ્યાં ઘણો ઘોંઘાટ થતો હોય અને જ્યાં દુષ્ટ મનુષ્યોનો નિવાસ હોય ત્યાં સાધકે યોગાભ્યાસ કરવો નહિ. જ્યારે શરીરમાં પ્રમાદ જણાય, કે જ્યારે

અસ્વસ્થતા જણાય તથા જ્યારે ગ્લાનિ વગેરે ચિત્તમાં જણાય ત્યારે યોગાભ્યાસ ન કરવો. જે જગો એકાંત અને નિર્જન હોય ત્યાં જઇને આ અભ્યાસ કરવો. ગંદી જગો પસંદ ન કરવી, પરંતુ રમણીય સ્થાન પસંદ કરવું. જ્યારે તમે યોગનો પ્રારંભ કરો ત્યારે પૂર્વના યોગીઓને પ્રણામ કરવા. તથા પોતાના ગુરુને અને પરમેશ્વરને પ્રણામ કરીને પછી યોગાભ્યાસ શરુ કરવો.

ધ્યાનનો આ પ્રકાર ઉત્તમ છે: સીધા ટટાર બેસીને પોતાના નાકની અણીસામું જોવુ. આ પ્રમાણે કરવાથી મનનો જય થઇ શકે છે, અને વૃત્તિ સુસ્થિર થાય છે, ચાક્ષુષ વૃત્તિને ભટકતી ન રાખવી, પરંતુ નાકની અણીઉપર એકાગ્ર કરવી.

આ એક બીજો પ્રકાર છે કે મસ્તિકની ઉપર થોડે ઉપર અવકાશમાં વૃત્તિને રાખીને ત્યાં આઠ દલવાળા કમલની ધારણા કરવી, અને તેની મધ્યકલિમાં વૃતિને સ્થિર કરવી. આ આઠ દલમાં આઠ યોગની સિદ્ધિઓ રહેલી છે. જો યોગસાધક સિદ્ધિઓથી લોભાતો નથી તો તે મુક્તિને પામે છે. આ અષ્ટદલ કમલની મધ્યમાં પૂર્ણ આનંદમય, પૂર્ણ ઐશ્વર્યમય, તેજોમય પરમાત્મા બીરાજેલા છે, એવી કલ્પના કરવી, તથા તેના ઉપર ધ્યાન કરવુ.

ધ્યાનનો ત્રીજો પ્રકાર વળી આ છે: આપણા હૃદયમાં અન્ધકાર છે. અને તેમાં એક જ્યોતિ પ્રકાશે છે, એમ ધારવું. આ જ્યોતિ તે આપણી આત્મજ્યોતિ છે, એમ ધારવું, અને તે જ્યોતિની અંદર બીજી જ્યોતિ છે એમ ધારવું. આ આંતર જ્યોતિ તે પરમાત્માની જ્યોતિ છે, એમ ધારવું.

શૌચ, અહિંસા, ક્ષમા, સત્ય, અભય વગેરેનું પાલન કરવું. કોઇનો પણ ભય ન રાખવો, ધૈર્ય અને શાંતિથી યોગાભ્યાસમાં આગળ વધવું. જેણે મોહને ત્યજ્યો છે, જેણે ભયને છોડ્યો છે, જેણે ક્રોધને જીત્યો છે, તથા જેણે પરમાત્માનું શરણ લીધું છે, જેણે પોતાના અંતઃકરણની શુદ્ધિ સાધી છે, તેવો શુદ્ધાત્માયુક્ત પુરુષ પરમેશ્વરના પદને સહજ પ્રાપ્ત કરી શકે છે, પ્રાપંચિક પદાર્થોનો ત્યાગ અને પરમાત્માપ્રતિના અપૂર્વ પ્રેમવડે લક્ષ્યની સિદ્ધિ સહજ થઇ શકે છે.

પરમાત્મા કહે છે કે જે કોઇને ધિક્કારતો નથી, જે કોઇનો દ્વેષ કરતો નથી, જે પ્રાણીમાત્રનો મિત્ર છે, જે પ્રાણીમાત્રઉપર

દયા રાખે છે, જે અહંકારથી રહિત છે, જે સુખદુઃખમાં સમબુદ્ધિવાળો છે, જે ક્ષમાશીલ છે, જે ધૈર્યવાળો છે, જે પ્રાપ્તમાં સંતુષ્ટ છે, જે નિરંતર આગ્રહથી યોગાભ્યાસી છે, જે પોતાનાં કરણોને વશ વર્તાવે છે, જેનો નિશ્ચય દૃઢ છે તથા જેણે પોતાનું સર્વસ્વ મને અર્પણ કરેલું છે, તે મારો સાચો ભક્ત છે, અને તે મને અત્યંત પ્રિય છે.

જે પરાશ્રયી નથી પણ સ્વાશ્રયી છે, જે પવિત્ર છે, જે ધૈર્યશીલ છે, જે યથાર્થ ત્યાગી છે. જે સુખદુઃખમાં સમબુદ્ધિ ધરનાર છે. જેને સ્તુતિનિંદા સમાન છે, જે પ્રાપ્તથી સંતુષ્ટ રહેનાર છે, જે ગૃહબંધનથી રહિત છે, તેવો અધિકારી યોગી થઈ શકે છે.

## सारनो पण सार.

યોગનાં અંગોના સ્વરૂપને ગમે તેટલું ઉત્તમ પ્રકારે સમજવામાં આવે તો પણ નકશામાં અમુક ઠેકાણે અમુક ગામ છે, તે જોવાથી તે ગામનો અનુભવ થઇ શકતો નથી તથા તે પ્રત્યક્ષ જોઇ શકાતું નથી, તેમ અભ્યાસ કર્યા વિના યોગના મહાન્ ફળને અનુભવી શકાતું નથી. તેથા નિત્ય નિયમિતપણે આગ્રહ અને ઉત્સાહથી યોગનાં અંગોનો અભ્યાસ કર્તવ્ય છે. જે આ પ્રમાણે નથી કરતા તે યોગમાર્ગમાં કદી પણ આગળ વધી શકતા નથી. અને આ પ્રમાણે કરતાં છતાં પણ સાધકને અસાધારણ ધૈર્યની જરૂર છે. જે આવું અસાધારણ ધૈર્ય રાખી શકે છે, તેજ શિખરની સ્થિતિને પ્રાપ્ત કરી શકે છે. કેમ અમુક ફળ ન થયું, કેમ અમુક ન જણાયું, એવી ખોટી ઉતાવળ કરનાર સાચો યોગી થઇ શકતો નથી. શાંતિ અને ધૈર્યથી આ માર્ગમાં અખંડ વહેવાની જરૂર છે.

એક જંગલમાં એક મનુષ્ય બહુ તપશ્ચર્યા કરતો હતો. તેની એટલી તપશ્ચર્યા હતી કે તેના શરીરઉપર ઉધઇના ડુંગર થઇ ગયા હતા. તેની પાસે થઇને નારદજી જતા હતા. તેમને તે પુરુષે કહ્યું, કે તમે ક્યાં જાઓ છો ? નારદજીએ કહ્યું કે હું ઊર્ધ્વલોકમાં જઉં છું. પેલા પુરુષે કહ્યું કે તો તમે ભગવાનને પૂછતા આવજો કે મારો મોક્ષ ક્યારે થશે ? એથી આગળ ચાલતાં વળી બીજો પરમેશ્વરનો ભક્ત જોવામાં આવ્યો. તે આનંદથી નાચતો કુદતો હતો. તથા પરમાત્માના ગુણ ગાતો હતો. તેણે નારદજીને ઉપરનો જ પ્રશ્ન

કર્યો. અને નારદજીને કહ્યું કે તમે ભગવાનને પુછતા આવજો, કે મને કયારે મુક્તિ મળશે ? પછી ભગવાનને નારદજીએ આ બંન્નેના સંબંધમાં પુછીને ખુલાસો મેળવ્યો અને પાછા ફર્યા ત્યારે પેલા તપસ્વીએ પુછ્યું કે મારા પ્રશ્નનો કંઇ ઉત્તર ભગવાને આપ્યો ? નારદજીએ કહ્યું કે હા આપ્યો છે. તેણે પુછ્યું કે શું જવાબ આપ્યો છે ? નારદજીએ કહ્યું કે તમારી મુક્તિ ચારેક જન્મ પછી થશે. આ સાંભળીને આ મનુષ્ય રડવા લાગ્યો કે હું આટલું આટલુ કઠિન તપ કરૂં છું છતાં મારો મોક્ષ ચાર જન્મપછી થશે? પછીથી પેલા બીજા મનુષ્યે નારદજીને પોતાના પ્રશ્નનો ઉત્તર પુછ્યો તો નારદજીએ કહ્યું કે ભગવાને કહ્યું છે કે આ તમારા સામે આમલીનુ ઝાડ છે તેના ઉપર જેટલાં પાંદડાં છે તેટલા તમારા જન્મ થશે, ત્યારે તમને મોક્ષ મળશે. આ વાર્તા સાંભળીને આ મનુષ્ય આનંદથી કુદવા નાચવા લાગ્યો. અને બોલ્યો કે અહો ! આટલે સમયે પણ મને જરૂર મુક્તિ મળશેને? તે વખતે આકાશવાણી થઇ કે તું હમણાં જ મુક્ત છે.

આ પ્રમાણે જે અસાધારણ ધૈર્યબળવાળા છે તે જ પરમાર્થમાર્ગમાં આગળ વધી શકે છે, અને પરિણામે શિખરની સ્થિતિને પ્રાપ્ત થઇને દુઃખની અશેષ નિવૃત્તિ અને પરમાનંદની પ્રાપ્તિપૂર્વક કૃતકૃત્ય થઇ શકે છે.

( અપૂર્ણ. )

जगन्नाथ प्र० पंडित.



ॐ श्री

# आकाशमीमांसा.

——:०:——

અધ્યાત્મશાસ્ત્રના અભ્યાસકોને "આકાશ" શબ્દ ઘણો પરિચિત હોવો જોઇએ. પરંતુ તે શબ્દ જેટલો પરિચિત છે તેટલો નિગૂઢ છે. આપણા નિત્યના પરિચયવાળા શબ્દો આપણી બુદ્ધિમાં અર્થનો જેવો જોઇએ તેવો સ્ફોટ ઉત્પન્ન કરતા નથી. તે શબ્દો બુદ્ધિના બિંબની બાજુએ માત્ર સ્પર્શ કરી છટકે છે. બુદ્ધિ તે શબ્દના અર્થના કોઇક અંશને પકડે છે, અને આપણા પુરુષ અથવા આત્મચેતનને તે અર્થ જાણે પૂર્ણ હોય તેવી રીતે રજુ કરે છે. તે શબ્દના એક દેશને પૂર્ણ અર્થરૂપે આપણે માની લઇએ છીએ. આવા વિકલ્પોની ઇન્દ્રજાલ પ્રકટ કરનારા અધ્યાત્મશાસ્ત્રના ઘણા શબ્દો છે. જેવા કે અજ્ઞાન, અવિદ્યા, વિદ્યા, માયા, શક્તિ, અવ્યાકૃત, આનંદ, આકાશ. આ શબ્દોનું શુદ્ધ સ્પષ્ટ ભાન ઘણા વિચારકોને પણ હોતું નથી. તે શબ્દોવડે વ્યવહાર થાય છે, પરંતુ અર્થનો સાક્ષાત્કાર જેવો જોઇએ તેવો થતો નથી. આવા અનેક શબ્દોમાંનો એક ચમત્કારિક અર્થવાળો શબ્દ તે "આકાશ" છે. જો આ શબ્દસાથે અધ્યાત્મભાવના જોડાયેલી ન હોત તો તેનું સ્પષ્ટીકરણ તે માત્ર શબ્દશાસ્ત્રનો વિષય ગણી હું તેના ઉપર ચિંતન કરત નહિ, પરંતુ તે શબ્દનો આત્મપદાર્થસાથે ઘણો નિકટ સંબંધ છે, તે આત્માનો દૃષ્ટાન્ત બને છે, આત્માનો તે ઉપમાન બને છે. દૃષ્ટાન્ત અથવા ઉપમાનના રૂપ–ગુણ–ધર્મો આપણને જ્યાંસુધી સ્પષ્ટ હોતા નથી, ત્યાંસુધી દાર્ષ્ટાન્તિક અથવા ઉપમેયના રૂપ–ગુણ–ધર્મોની ઝાંખી સુદ્ધાં થતી નથી. ચંદ્રબિંબની રમ્યતા જેણે અનુભવી નથી તેને મુખચંદ્રનો ચમત્કાર શી રીતે સમજાય? અલંકારશાસ્ત્રની નિપુણતા ઘણે ભાગે આ સાદૃશ્યધર્મના અનુભવની ઝીણવટઉપર રહેલી હોય છે. "ઉપમા તો કાલિદાસ કવિની"જ—એમ કહી આપણે કાળિદાસ કવિને સર્વોત્તમ પદવી આપીએ છીએ તેનું કારણ એટલું જ કે તે પદાર્થોના વૈધર્મ્યના કરતાં તેના સાદૃશ્યને સત્વર બુદ્ધિમાં ઉભો કરી વીજળીના ચમકારાની પેઠે આપણને ભૌતિક પ્રદેશમાંથી અભૌતિક પ્રદેશમાં અને અભૌતિકમાંથી

ભૌતિકપ્રદેશમાં લાવી મૂકે છે. સાધર્મ્ય અને વૈધર્મ્યના ભાનવડે આપણું જ્ઞાન તે વિજ્ઞાન બને છે; તેવડે આપણે સામાન્ય અને વિશેષના ભેદનું ભાન કરી વિવેકજ્ઞાનની પરાકાષ્ઠા થાય છે એટલે કે વિવેકજ્ઞાનવાળા થઇએ છીએ જ્યારે જડપ્રકૃતિ અને અજડ પુરુષ—એ બેના રૂપ, ગુણ વગેરેનું સ્પષ્ટ પૃથક્ ભાન થાય છે ત્યારે પુરુષાર્થ સાંખ્યદૃષ્ટિથી સિદ્ધ થયો મનાય છે, પરંતુ આ વ્યક્તિના ચૈતન્યના સ્પષ્ટ પૃથક્ભાવના અનુભવમાં પૂરેપૂરી તૃપ્તિ ઉદય પામતી નથી. તે શુદ્ધ જીવચૈતન્યનું ભાન જ્યાંસુધી શુદ્ધ ઈશ્વરચેતનના બિંબમાં એકીભાવને પામતું નથી ત્યાંસુધી આપણો પુરુષચેતનનો જ સાક્ષાત્કાર સામાન્ય પુરુષને લગતો હોય છે; પરંતુ પુરુષ વિશેષ (ઈશ્વર) ને તે વળગતો નથી.

આપણા ઈશ્વિરાત્માના સ્વરૂપ તથા ગુણને ઉકેલવામાં સહાયરૂપ થનાર શબ્દ તે "આકાશ" છે. આ શબ્દ **આ** ઉપસર્ગસાથે **काश्** (ચળકવું) ધાતુમાંથી વ્યુત્પન્ન થયેલો છે. તેનો વ્યુત્પત્તિસિદ્ધ અર્થ એવો થાય છે કે "જે તત્ત્વ સર્વ બાજુએ ઝળકે અથવા અનુભવાય તે આકાશ." આ પ્રકારે આકાશનો યૌગિક અર્થ થાય છે, પરંતુ તેના ત્રણ મુખ્ય રૂઢઅર્થ દર્શનશાસ્ત્રમાં થયેલાં જણાય છે.

(૧) ભૂતાકાશ, (૨) ભાવાકાશ અથવા ચિત્તાકાશ અને (૩) ચિદાકાશ.

આ ત્રણ પ્રકારનાં આકાશમાં ભૂત, ભાવ અને ચિત્—એ વિશેષણો આકાશના સ્વરૂપને પરસ્પરથી ભિન્ન સમજાવે છે.

## (૧) ભૂતકાશ.

ભૂત—એટલે થઇ ચુકેલું, સિદ્ધ થયેલું. તેવા સ્થૂલ પદાર્થને જે સર્વ બાજુએથી અટકાવવિના ફરવા દે તે તત્ત્વનું નામ ભૂતાકાશ. દર્શનશાસ્ત્રમા ઘણે ભાગે "આકાશ" આ અર્થમાં વપરાય છે. સર્વ મૂર્તપદાર્થની સાથે સંયોગમાં રહેનારું, અને તે મૂર્ત પદાર્થોની પાંચ પ્રકારની ગતિ અથવા ક્રિયાને પ્રતિબંધવિના પોતામાં થવા દેનારું એવું વિભુ અને ભેદધર્મવિનાનું એટલે અખંડ તત્ત્વ તે ભૂતાકાશ. આ અખંડ તત્ત્વના સદ્ભાવને સર્વ પ્રાચીન અને અર્વાચીન વિચારકો સ્વીકારે છે, આપણાં દર્શનશાસ્ત્રોમાં આવા અખંડદ્રવ્યનો સદ્ભાવ સ્પષ્ટ માન્યો છે. સ્થૂલ જગતની ઉત્પત્તિના પ્રકરણમાં આત્મતત્ત્વમાંથી આકાશની ઉત્પત્તિ થઇ છે, આકાશમાંથી વાયુ, વાયુમાંથી,

અગ્નિ, અગ્નિમાંથી જલ અને જલમાંથી પૃથ્વી એવી પરંપરા તૈત્તિરીય ઉપનિષદ્‌ની બીજી વલ્લીના પ્રથમ અનુવાકમાં આપી છે, અને વેદાન્ત દર્શનમાં આ શ્રુતિને આધારભૂત લઇ પંચીકરણવડે આ પાંચ ભૂતોની વિશિષ્ટ રચનાથી આ સ્થૂલ જગત્ ઉત્પન્ન થયું છે તેવો સ્વીકાર થયો છે. સાંખ્ય-યોગમાં ભૂતાદિ અહંકાર દ્રવ્યની શબ્દતન્માત્રામાંથી આકાશનો જન્મ અથવા આવિર્ભાવ માન્યો છે.

બૌદ્ધ મતમાં વિજ્ઞાનના પ્રસવમાં અંતરાય ન લાવે તેવા "અસંસ્કૃત ધર્મ" એટલે પરમાણુઓથી ઘડાયેલો-વિશિષ્ટ નહિ, પણ કેવલ પદાર્થરૂપે આકાશનો સ્વીકાર છે. જૈનમતમાં અંતરાયના અભાવને, અથવા પરિણામ અને પ્રપંચમાં સહકારી થનાર દ્રવ્યરૂપે આકાશનો સ્વીકાર છે. ન્યાય વૈશેષિકમાં નવ દ્રવ્યોમાં આકાશની ગણના છે, પૃથિવ્યાદિ ચાર ભૂતો પરમાણુરૂપ એટલે કારણરૂપ અને સ્થૂલરૂપ એટલે કાર્યરૂપ એમ બે અવસ્થાવાળા છે, ત્યારે આકાશ પરમાણુરૂપ નથી પરંતુ વિભુ છે. તે સ્વતઃ નિષ્ક્રિય છે. જે જે મૂર્ત દ્રવ્યો-એટલે ક્રિયાવાળાં પરમાણુ વગેરેનાં પુંજો—પાંચ પ્રકારની ક્રિયાઓ કરે તેવડે જે ક્ષોભ ઉત્પન્ન થાય તેનું ભાન, કર્ણવિવરથી ઉપહિત થયેલા જ આકાશપ્રદેશમાં શબ્દરૂપે આપણને થાય છે. શબ્દગુણનો આશ્રય બનનાર આ કર્ણથી મર્યાદિત આકાશ પરમાણુરૂપ મનના સંબંધમાં આવવાથી અને તે મન વિભુ આત્માસાથે સંબંધમાં આવવાથી શબ્દજ્ઞાનની ઉત્પત્તિ થાય છે. દિક્ અને કાલ એ બે દ્રવ્યો વ્યાપક છે તોપણ આકાશ દ્રવ્ય તેમનાથી જૂદું છે. આકાશ શબ્દરૂપ વિશેષ ગુણનો આશ્રય બને છે, જ્યારે તેવા વિશેષ ગુણનો દિક્ અને કાલ આશ્રય બનતાં નથી.

વળી આકાશદ્રવ્યમાં આપણે સર્વ મૂર્ત પદાર્થોની આધારભાવના બાંધીએ છીએ, દિગ્‌વડે આપણે આપણી પોતાની સ્થિતિને લક્ષમાં લઇ અન્ય પદાર્થો કઇ બાજુએ અને કેટલા દૂર અથવા નજીક છે તેનું ભાન કરી શકીએ છીએ; કાલવડે આપણી પોતાની અપેક્ષાથી અમુક પ્રાણીપદાર્થ વહેલો જન્મેલો હોવાથી મોટો, અને પાછળ જન્મેલો હોવાથી નાનો એવી ભાવના બાંધી શકીએ છીએ. દિક્ અને કાલ આ પ્રમાણે અપેક્ષાબુદ્ધિથી સમજાતાં દ્રવ્યો છે, પરંતુ આકાશ નિરપેક્ષબુદ્ધિથી સર્વ મૂર્તદ્રવ્યોના આધારરૂપ અથવા યોનિરૂપ સમજાય છે. ટુંકામાં સર્વ નાનામોટા મૂર્ત પદાર્થોનાં

નામ અથવા શબ્દને અને તેનાં રૂપ અથવા ઘાટને જે પોતામાં અંતરાયવિના વહન થવા દે તેવા વ્યાપક દ્રવ્યને આપણે "ભૂતાકાશ" કહીએ છીએ. આ ભૂતાકાશમાં જેવા સૂર્યાદિ મહાગોલકો નિયત ગતિથી અખંડ ફરે છે, તેમ આપણાં સ્થૂલ શરીરો અથવા પિંડો પણ ફરે છે. ભૂત એટલે ઉત્પન્ન થયેલા પદાર્થોનું તે નિર્વહણ કરે છે તેથી તે દ્રવ્ય ભૂતાકાશ કહેવાય છે. આ દ્રવ્ય જો કે સ્વભાવથી મર્યાદિત અથવા ખંડિત થતું નથી, તોપણ ઉપાધિવડે મર્યાદિત અથવા ખંડિત થાય છે. આ ઉપાધિજન્ય મર્યાદાને પિંડાકાશ અથવા લોકાકાશ કહે છે, અને ઉપાધિવિનાના આકાશને અલોકાકાશ અથવા મહાકાશ કહે છે. આ વ્યાકૃત બ્રહ્માંડની મર્યાદા બાંધીએ તો આ સઘળો પ્રપંચ વ્યાકૃત લોકાકાશમાં છે, અને તે બ્રહ્માંડની બહાર રહેલો અવ્યાકૃત અલોકાકાશ છે. પ્રત્યેક પ્રાણી તથા પદાર્થની આકાશ-દ્રવ્યસાથેની ગુણકર્માનુસાર નિયત મર્યાદા હોય છે, તેથી કીડીનો પિંડાકાશ અને લોકાકાશકરતાં આપણો પોતાનો પિંડાકાશ અને લોકાકાશ વિસ્તૃત હોય છે. આપણા કરતાં દેવોના શરીરનો પિંડાકાશ અને લોકાકાશ વધારે વિસ્તારવાળો; તેના કરતાં ઇન્દ્રલોકવાસીનો વધારે; તેના કરતાં પ્રજાપતિલોકના વાસીઓનો વધારે અને બ્રહ્મલોક-વાસીનો પિંડાકાશ અને લોકાકાશ સઘળા વ્યાકૃત બ્રહ્માંડની સમાન કક્ષાનો હોય છે. આ પ્રમાણે નાનાં વર્તુલો જેમ મોટાં વર્તુલમાં સમાય તેમ આપણો ભૂતાકાશ બ્રહ્માના ભૂતાકાશમાં અંતર્ગત થાય છે. આથી જેટલાં નામ અને રૂપનું વહન કરનારૂં આપણું આકાશ-મંડલ છે તેની જેટલા જેટલા અંશમાં વ્યાપ્તિ કરીએ તેટલા તેટલા અંશમાં આપણો ભૂતાકાશ ચઢીઆતા ભૂતાકાશમાં લીન થાય છે. આપણા સ્થૂલ શરીરના સઘળા ભોગોને ભોગવવાની વરિષ્ઠ મર્યાદા તે આપણો ભૂતાકાશ સમજવો. ભૂતાકાશ નામરૂપનું શી રીતે નિર્વહણ કરે છે તેની ખાસ જાણવાયોગ્ય પ્રક્રિયા નીચે પ્રમાણે છેઃ—

ભૂતાકાશના સ્વરૂપની ભાવના એક ઇંડાકાર અવકાશ અને અને તેમાં મધ્યબિંદુ મૂકવાથી થઇ શકે છે. માંત્રિકો તેનું ચિંતન કરવા સારૂ તેને 'સબિંદુ વર્તુલ'ની ભાવના આપે છે. આ ભાવના મૂલ પૂર્ણ રૂપની નથી પરંતુ ગોલકને મધ્ય કાપી જે સપાટી જણાય તેવી એટલે Sectional છે. ખરી રીતે પૂર્ણ ઇંડાકાર અને તેની મધ્યે ગર્ભબિંદુઃ એવા રૂપની ભાવના કરવી.

વર્તુલની મર્યાદા અથવા પરિધ તે અંદર રહેલા બિંદુની ગતિ-આગતિની મર્યાદા. બિંદુનો દેશબંધ આ ધારવાવડે થાય છે. આ બિંદુ જ્યાંસુધી વર્તુલની મર્યાદામાં હરે ફરે છે ત્યાંસુધી જાણે એક પિંડ અથવા પરમાણુ હોય તેવો ભાસે છે. આ પિંડ સંજ્ઞાવાળો બિંદુ (Nucleus) અત્યંત સંકુચિત અવસ્થામાં આવે ત્યારે તે નિવૃત્તિકલાવાળો કહેવાય છે એટલે કે તેમાં કોઈ પણ પ્રકારની આણચેષ્ટા જણાતી નથી. તે જડબીજના જેવો પોતાની ભૂતાકાશની મર્યાદામાં પડી રહે છે. તે નિવૃત્તિકલાવાળો બિંદુ ચતુરસ્ત્રમાં ગોઠવાયેલો હોય છે. જેમ રેતી અથવા કાંકરીનું માપ ચોકઠામાં લેવાય છે તેમ આ નિવૃત્તિકલાવાળા પિંડ–બિંદુની માત્રા ચતુરસ્ત્ર હોય છે. આ બિંદુમાં અંતઃક્ષોભ થતાં તેમાં ઘન અને દ્રવ—એવા બે ભાગ છૂટા પડે છે. તેમાં જે દ્રવ એટલે પ્રવાહી ભાગ છે તે ઘનભાગને સ્થાન આપે છે. અને તેથી આ અવસ્થાવાળા પિંડબિંદુને પ્રતિષ્ઠાકલાવાળું કહે છે. તેમાં ઘનબિંદુ ચતુરસ્ત્ર મર્યાદા તોડી દસગણુ વિસ્તારવાળું થઇ દ્રવમર્યાદામાં તરે છે. જેમ પૃથ્વીનો ઘનભાગ અથવા થર સમુદ્રના મંડલની અંતરમાંહ્ય રહે છે તેમ પિંડબિંદુનો ઘનભાગ જલમંડલમાં પ્રતિષ્ઠિત થાય છે.

આ બિંદુનું પ્રતિષ્ઠામંડલ જેમ સરોવરના જલની સપાટીમાં એક કમલ તરે અને દેખાય તેવું હોય છે, અને તેની ખંડાકૃતિ (Section) અર્ધ-વૃત્તવાળા કમલજેવી હોય છે.

પ્રતિષ્ઠાકલામાં આવી રહેલું મલ પિંડબિંદુ પુનઃ વિસ્તારને પામે છે, અને તે ત્રીજી વિદ્યાકલાઉપર ચઢે છે. આ કલામાં ઘનભાગઉપરનું જલમંડલ ભેદાય છે અને તેમાંથી દ્રવ્યોને ભેદનારી કિરણોની જાલ નિકળે છે, અને તેનું બાષ્પ એટલે વરાળમય આવરણ પ્રતિષ્ઠામંડલકરતાં દસગણું વધે છે. આ વરાળમય મંડલને બિંદુનું વિદ્યામંડલ કહે છે; કારણ કે તેમાં તે બિંદુનાં બંધનો અથવા પાશો કપાય છે. (દ્યા=કાપવું—એ ધાતુસાથે વિ ઉપસર્ગ લાગી વિદ્યા શબ્દ વ્યુત્પન્ન થયો છે, એટલે મલ અથવા જડતાને કાપનાર મંડલ એવો અર્થ નીકળે છે). આ વિદ્યામંડલની આકૃતિ ઊર્ધ્વ ત્રિકોણરૂપ અથવા સળગતા દીવાની જ્યોતજેવી હોય છે.

વિદ્યામંડલમાં પ્રકટ થયેલું મલ પિંડબિંદુ પુનઃ અધિક વિસ્તારને પામે છે. આ ચઢતી મર્યાદાને શાંતકલા કહે છે. જેમ

વરાળનું મંડળ વાયુમાં પ્રસરી જઇ વાયુને શીતલ કરે છે, તેમ વિદ્યા-કલાનું દ્રવ્ય પ્રાણપ્રદેશમા પ્રસરી જઇ કોઇક વિલક્ષણ શાંતિની પ્રતીતિ કરાવે છે. આ શાન્તિકલાની મર્યાદાની આકૃતિ ૭ બિંદુસાથે જોડાયેલી ૭ રેખાઓવાળી એટલે ષટ્કોણરૂપ હોય છે. આ ષણ્મુખ મંડલને મંત્રશાસ્ત્રમાં સ્કંદનું માતૃકામંડલ અથવા કૃત્તિકામંડલ કહે છે. આ મંડલમાં મૂલ બિંદુબિંદુ ૭ મુખવાળા કાર્તિકેયજેવું સમર્થ બને છે. તેમાં તેની પાંચ જ્ઞાનેન્દ્રિયો અને છઠ્ઠું મન પોતાનાં કિરણોને ફેંકવા સમર્થ થાય છે પંચ બાહ્યેન્દ્રિયો અને છઠ્ઠી અંતરેન્દ્રિયના ક્ષોભને સૂચવનારી ૭ કોણવાળી આકૃતિ મૂલ ભૂતાકાશની મર્યાદામાં વ્યાપ્ત થઇ જાય છે, અને શમી જાય છે. જેમ વીજળીનો પ્રકાશ અને લય વાદળાંના સમૂહમાં થાય છે, તેમ આ ૭ મુખવાળા બિંદુબિંદુના ચમકારા ઉદય પામી પોતાના મૂલ કારણમાં એટલે ભૂતાકાશના મંડલમાં શમે છે. જે મંડલમાં આ શાંતિમંડલના ચમકારા શમે છે તે મંડલને શાંત્યતીત કલાવાળું કહે છે, અને તે ખરૂં ભુતાકાશનું શુદ્ધમંડલ કહેવાય છે. આ મંડલમાં મૂલબિંદુ ભૂતાકાશની સમાન વ્યાપ્તિવાળું થાય છે. જેમ પાણીમાં સાકર ઓગળી જાય અને જ્યાં જ્યાંથી આપણે આચમન કરીએ ત્યાં ત્યાંથી મધુરતાનો અનુભવ કરીએ તેમ ભૂતાકાશમાં વ્યાપ્ત થયેલો બિંદુબિંદુ પરમશાંતિને અનુભવે છે. સ્થૂલ શરીરની ભૂતાકાશની પરમમર્યાદા-ઉપર જવાના યોગક્રમમાં નીચેનું કોષ્ટક સહાયક થશે.



| દ્રવ્યનામ | કલાસંજ્ઞા | ગ્રહણ કરનાર ઇન્દ્રિય | મંડલની આકૃતિ | ગુણસામાન્ય | ગુણવિશેષ | શક્તિ | બીજ અક્ષર | દેહમાં સ્થાન-મર્યાદા |
|---|---|---|---|---|---|---|---|---|
| પૃથ્વી | નિવૃત્તિ | ઘ્રાણ | ચતુરસ્ત્ર | તિરોધાન, જડતા, ઘનતા | ગંધ | ધૂમાવતી | [illegible] | પગથી જાનુપર્યંત |
| જલ | પ્રતિષ્ઠા | રસના | અર્ધચંદ્રયુક્ત કમલ | સરસતા, કોમલતા, પુષ્ટિ | રસ | હ્લાદા | વૅં | જાનુથી નાભિ-સુધી |
| તેજ | વિદ્યા | નેત્ર | ઊર્ધ્વત્રિકોણ | તેજસ્, પ્રકાશ, | રૂપ | ભાસ્વતી | યૅં | નાભિથી કંઠ-સુધી |
| વાયુ | શાંતિ | ત્વક્ | ષટ્કોણ | વીર્ય, બલ, પ્રસન્નતા | સ્પર્શ | સ્પંદા | રૅં | કંઠથી લલાટ-સુધી |
| આકાશ | શાંત્યતીત | શ્રોત્ર | સબિંદુવર્તુલ | નિજાનંદ | શબ્દ | વિભુતા | હૅં | લલાટથી બ્રહ્મ-રંધ્રસુધી |

જેમ રસાયણશાસ્ત્રમાં $H_2O$ જલની સંકેતસંજ્ઞા છે, તેમ લઁ, વઁ, રઁ, યઁ, હઁ—એ પાંચ ભૂતોની સંકેત સંજ્ઞાઓ છે. બિંદુ પોતાની સર્વશક્તિને ઢાંકી જડ બની જેમાં લીન થાય છે તે દ્રવ્યને લઁ સંજ્ઞા આપવામાં આવે છે; જેમાં તે વરતે છે—પ્રસન્નતાથી ફરે છે. તેવા દ્રવ્યને વરુણ અથવા વઁ સંજ્ઞા આપવામાં આવે છે, જેમાં બિંદુ ઊર્ધ્વ રમણ કરી પ્રકાશ આપે છે તે દ્રવ્યને રઁ સંજ્ઞા આપવામાં આવે છે, જેમાં બિંદુ સ્વયંસ્ફુરણવાળું થઈ પોતે પોતાનું યંત્રણ કરી સ્વતંત્ર થાય છે તે દ્રવ્યને યઁ કહે છે; અને જેમાં બિંદુ પોતાનો બિંદુભાવ ત્યજી વર્તુલ સમાનાકાર પ્રાણરૂપ અથવા અનાહતધ્વનિરૂપ બને છે તેને હઁ કહે છે, આ પાંચ બીજ અક્ષરો અથવા સંકેત સંજ્ઞાઓવડે માંત્રિકો પાંચકલાવાળા દ્રવ્યોનો વ્યવહાર કરે છે. જેવી રીતે રાસાયણિકો H; O વગેરે સંજ્ઞાવડે તેને હાઇડ્રોજન, ઓક્સિજન વગેરે દ્રવ્યોનો વ્યવહાર કરે છે તેમ. આ ઉપરથી સમજાશે કે પંચભૂતવડે આપણા પ્રાચીનો રસાયણશાસ્ત્રનાં સ્વતંત્ર મૂલતત્ત્વો સમજતા નથી, પરંતુ એક મૂલદ્રવ્યની બ્રહ્માંડમર્યાદામાં પડતી પાંચપ્રકારની સ્થિતિઓ સમજે છે. હઁ એટલે શબ્દગુણવાળી દ્રવ્યમર્યાદા; યઁ—એટલે શબ્દ—સ્પર્શવાળી દ્રવ્યમર્યાદા; રઁ—એટલે શબ્દસ્પર્શરૂપવાળી દ્રવ્યમર્યાદા; વઁ-એટલે શબ્દસ્પર્શરૂપરસવાળી દ્રવ્યમર્યાદા, લઁ એટલે શબ્દસ્પર્શરૂપરસગંધગુણવાળી—દ્રવ્યમર્યાદા. જે જે દ્રવ્ય જે જે ગુણોને અભિવ્યક્ત કરે તે તે ગુણમર્યાદાનું કહેવાય, પછી તે પરમાણુભારપ્રમાણે હલકામાં હલકો ૧.૦૦૮ હાઇડ્રોજન ધાતુ હોય કે ભારેમાં ભારે ૨૩૮.૫ આંકવાળી યુરેનીઅમ ધાતુ હોય. મૂલ દ્રવ્ય ભૂતાકાશદ્વારા અનેક નામ અને રૂપવાળું થાય, પરંતુ તેની પ્રતીતિનો પ્રકાર આપણી જ્ઞાનમર્યાદામાં પંચવિધ જ હોઈ શકે. બાહ્ય અર્થનું અસ્તિત્વ આ પાંચ ઇન્દ્રિયદ્વારથી જ થઈ શકે છે; તેથી તે દ્વારવડે આપણા પ્રાચીનો સર્વ ધાતુઓને પંચમર્યાદામાં લાવી મૂકે છે. આ પંચભૂતમર્યાદા વિજ્ઞાનની દૃષ્ટિથી ટૂંકી લાગે પરંતુ અધ્યાત્મદૃષ્ટિને જોઈએ તેટલી ઉપયોગી છે. જેમ $H_2O$ સંજ્ઞા રસાયણશાસ્ત્રના વ્યવહારમાં ઉપયોગી છે તેમ પાણી—એ સંજ્ઞા લોકવ્યવહારમાં ઉપયોગી છે. જેમ હાઇડ્રોજનથી માંડી યુરેનીઅમ પર્યંતનાં રાસાયણિક તત્ત્વોની સંજ્ઞાઓ વિજ્ઞાનમાં ઉપયોગી છે, તેમ લઁ (પૃથ્વી) ઇત્યાદિ સંજ્ઞા અધ્યાત્મવ્યવહારમાં બસ છે. દેહની અંદર આ

પંચવિધ દ્રવ્યની પ્રતીતિ પાંચ ખંડમાં થાય છે, અને તે પાંચ ખંડમાં જો કે અનેક રાસાયણિક દ્રવ્યોનાં પરમાણુઓ હોય છે તો પણ તે સર્વ વિશેષે કરીને પંચગુણ અને શક્તિના ભાવનાઓ તે તે સ્થાનમાં પ્રકટ કરે છે. સારાંશ પગથી જાનુપર્યંતમાં જડતાની પ્રતીતિ; જાનુથી નાભિપર્યંતમાં પ્રવાહપ્રતીતિ: નાભિથી કંઠસુધીમાં ચંચલતાપ્રતીતિ; કંઠથી લલાટપર્યંતમાં સ્પંદપ્રતીતિ અને લલાટથી બ્રહ્મરંધ્ર-સુધીમાં વિભુતાપ્રતીતિ આપણને થાય છે.

ધારણાની આ સ્થૂલ મર્યાદાને પુનઃ જ્ઞાનેંદ્રિયોના કેન્દ્રમાં લાવવી હોય તો ઘ્રાણ, જિહ્વા, નેત્ર, ત્વક્ અને શ્રોત્રમાં આપણે લાવી શકીએ છીએ; કારણ કે ત્યાં વિશેષ ગુણોની પ્રતીતિ સત્વર થાય છે વળી તેને કર્મેન્દ્રિયોની મર્યાદામાં લાવવી હોય તો વાક્, પાદ,પાણિ, પાયુ અને ઉપસ્થ ઇન્દ્રિયોના ગોલકમાં સ્થાપવાથી શબ્દ, રૂપ, સ્પર્શ, ગંધ અને રસની બલપ્રતીતિ થાય છે. આ પ્રમાણે સામાન્ય અનુભવ; વિશેષ ગુણનો અનુભવ અને વિશેષ બલનો અનુભવ સ્થૂલ શરીરમાં પાંચ સ્થાનભેદ અને પાંચ પાંચ ઇન્દ્રિયોના ગોલકભેદવડે થાય છે. ભૂતાકાશની મર્યાદા આટલા નામરૂપના નિર્વાહમાં સમાપ્ત થાય છે.

આ ભૂતાકાશની મર્યાદામા પદાર્થોના સત્ત્વ એટલે અસ્તિત્વ સ્પષ્ટ થાય છે. તે તે પદાર્થો પોતાની શક્તિ, પોતાના સામાન્ય અને વિશેષ ગુણો, પોતાની આકૃતિઓ અથવા રૂપો પ્રકટ કરે છે, અને તેના પ્રકટીકરણમાં અને લયકરણમાં ભૂતાકાશ, માતા જેમ પોતાના ઉત્સંગમાં બાળકને રમાડે, તેમ સર્વ પ્રાણીપદાર્થોને રમાડે છે.

પ્રત્યેક સ્વતંત્ર વ્યક્તિરૂપ જણાતા પ્રાણી અથવા પદાર્થના ભૂતાકાશની મર્યાદાને અંડકટાહ કહે છે. જેમ ગર્ભબિંદુ સ્થપાયા પછી ઇંડાકૃતિના ભીતર પ્રદેશમાં જે પ્રાણીના શરીરનું બંધારણ થાય છે તે ઇંડાકૃતિની મર્યાદાની બહાર જાણવામાં આવતું નથી, તેમ ભૂતાકાશની મર્યાદામાં થતા વિકારો અને પરિણામો તે તે વ્યક્તિના બહારનાં પ્રાણીપદાર્થો જાણી શકતા નથી. અનેક પિંડ અથવા શરીરની સ્થૂલ ભોગની મર્યાદા તે તેના ભૂતાકાશની સમકક્ષામાં હોય છે. જેમ ગર્ભની ગતિ—આગતિની મર્યાદા તેના અંડકટાહમાં અથવા જરાયુના મંડલમાં હોય છે તેમ જીવોના સ્થૂલ ભોગવિલાસની મર્યાદા તેના નિયત ભૂતાકાશના મંડલમાં જ હોય છે.

જેમ અંડકટાહ અથવા જરાયુજના મંડલને ભેદ્યા પછી જરાયુજ પ્રાણીની ભોગમર્યાદા વિસ્તૃત થાય છે, તેમ બાહ્ય વ્યવહાર કરતા પ્રાણીના ભોગની મર્યાદા સ્થૂલવર્ગમાંથી સૂક્ષ્મવર્ગમા આવતા પહેલાં તેના સ્થૂલ અંડકટાહનો ભેદ થવાની જરૂર રહે છે. ભૂતાકાશના વલયનો ભેદ થયા પછી જીવને બીજા પ્રકારના આકાશની મર્યાદા પ્રાપ્ત થાય છે. આ મર્યાદાને ભાવાકાશ અથવા ચિત્તાકાશ કહે છે.

## [૨] ભાવાકાશ અથવા ચિત્તાકાશ.

પ્રથમ મર્યાદામાં જ્યારે પંચભૂતનાં પરમાણુઓ અને તેની વિશિષ્ટરચનાવાળા પદાર્થો પોતાની કલાઓને[૧], આકૃતિઓને,[૨] સામાન્યગુણોને,[૩] વિશેષગુણોને[૪] અને શક્તિને[૫] પ્રકટ કરે છે અને તિરોધાન કરે છે. ત્યારે આ બીજી મર્યાદામાં તેના તે જ પદાર્થોનાં અસ્થિર છાયાચિત્રો ઘડાય છે. આ છાયાચિત્રોનુ, મૂલ ભૂતપદાર્થસાથે, સાદૃશ્ય હોય છે. પરંતુ ભૂત પદાર્થ જ્યારે સ્થિર જેવો ભાસે છે, ત્યારે આ ભાવપદાર્થ ક્ષણભંગુર ભાસે છે. જ્યારે ભૂતાકાશમાં રમણ કરતા પદાર્થો મૂર્ત, સ્થિર, સત્જેવા હોય છે ત્યારે ભાવાકાશના પદાર્થો અમૂર્ત, અસ્થિર અને અસત્ જેવા હોય છે. ભાવપદાર્થોની અમુક ખી આકૃતિઓ કંઇ નિશ્ચિષ્ટ હોતી નથી. તેઓમાં અદ્ભુત બલ હોય છે, તેઓ ચિત્તાકાશમાં, જેમ ઘનમંડલમાં ક્ષણભંગુર વિદ્યુત્ જેવો ક્ષોભ કરે છે, તેવા મોટા ક્ષોભો ઉત્પન્ન કરે છે. આપણે ભૂતપદાર્થોના ઉપર જેટલી સરલતાથી અંકુશ મેળવી શકીએ છીએ તેટલી સરલતાથી ભાવપદાર્થોના ઉપર અંકુશ મેળવી શકતા નથી બાહ્યપદાર્થ આપણને પ્રતિકૂલ જણાય તો આપણે આંખ મીંચી તેના દર્શનને અટકાવી શકીએ છીએ, પરંતુ તે પદાર્થના ભાવચિત્રને આપણે આપણા ચિત્તાકાશમાંથી ખસેડી શકતા નથી. તે ખસેડી શકાય છે તેમા શંકા નથી, પરંતુ તે દુર્જય છે એટલું જ કહેવાનું તાત્પર્ય છે. ભૂતપદાર્થોની પ્રતીતિ અને અપ્રતીતિઉપર આપણે બાહ્યેન્દ્રિયના નિરોધવડે સત્તા જમાવી શકીએ છીએ, પરંતુ ભાવપદાર્થોની પ્રતીતિ અને અપ્રતીતિ એકલા ઇન્દ્રિયજયથી થઇ શકતી નથી. તેના ઉપરનુ અંકુશ માત્ર મનોદ્વારને બંધ કરવાથી પ્રાપ્ત થાય છે. પરંતુ મનોજય પણ સર્વોશ સત્તા આપી શકતું નથી. મનનો નિરોધ જેટલો સમય રહે તેટલા સમયમા આ ભાવચિત્રોની ભૂતાવલિ અટકી શકે છે, પરંતુ તેનો નિઃશેષ નિરોધ

વાસનાક્ષયવિના થઇ શકતો નથી. કસ્તુરીની ડાબલી અથવા હિંગની ડાબલી બંધ કરી રાખીએ ત્યાંસુધી તે સુગંધ અથવા દુર્ગંધનું પ્રસારણ અટકાવે છે, પરંતુ દ્વાર ઉઘડ્યું કે પોતાના સારા નઠારા ગંધને બહાર લાવ્યાવિના રહેતા નથી. તેમ પદાર્થોની વાસના ચિત્તના આશયમાં જ્યાંસુધી હોય ત્યાં સુધી તે પોતાના રંગ ભજવ્યાવિના રહેશે નહિ. યોગવડે મનોનિરોધ કરવાથી તે માત્ર અમુક કાલ અટકશે, અને સુખ અથવા દુઃખના સાક્ષાત્કારને તમે અટકાવી શકશો, પરંતુ ઉત્થાન થવાની સાથે તે પોતાના સારા અથવા નઠારા ગંધના ભભુકાને આગળ લાવ્યાવિના નહિ રહે. આ કારણથી જ ચૈત્ય અથવા મનોમૂર્તિઓ અથવા ભાવચિત્રોઉપરનું પરમ અંકુશ લાવવાનું અમોઘ સાધન વાસનાક્ષય છે. મનોનિગ્રહ જ્યારે યોગવડે થાય છે ત્યારે વાસનાક્ષય તત્ત્વજ્ઞાનથી થાય છે.

ચિત્તાકાશમાં રમતી મનોમૂર્તિઓને વાસનાનો પટ આપનાર નિમિત્તોને ક્લેશ સંજ્ઞા આપવામાં આવે છે. મનોમૂર્તિઓ સ્વતઃ પ્રજ્ઞા અથવા બુદ્ધિદ્રવ્યની માત્રામાંથી પ્રકટ થયેલી હોય છે. તેથી તે ઘણે ભાગે સ્વભાવથી સત્ત્વમય જ હોય છે. તેઓ મુખ્યત્વે કરીને સ્વભાવથી સુંદર અને નિર્દોષ હોયછે, પરંતુ તેને અવિદ્યાની વાસના લાગવાથી તેજસ્વી છતાં તે મૂર્તિ જડ થઇ જાય છે, અભિમાનની વાસના લાગવાથી તે શુદ્ધ પ્રકાશવાળી છતાં મલિન પ્રકાશવાળી થાય છે; રાગનો પટ લાગવાથી તે શુદ્ધ તટસ્થ ભાવવાળી છતાં મોહક બને છે; દ્વેષનો પટ લાગવાથી શુદ્ધ ઉપેક્ષાવાળી છતાં વિરોધી બને છે; તે અજરામર બુદ્ધિતત્ત્વથી ઘડાયેલી છતાં તેમાં મરણનો ભય પેસે છે. મનોમૂર્તિઓની સ્વાભાવિક તેજસ્વિતા, તેની સ્વાભાવિક શુદ્ધિ, તેની શુદ્ધ તટસ્થતા, તેની નૈસર્ગિક નિર્મલતા, અને તેની વાસ્તવ અજરામરતા પાંચ ક્લેશોની વાસનાવડે હણાઇ જાય છે. મારા તમારામાં આ વાસનાવડે ચિત્તાકાશ કલુષિત થાય છે એમ નથી, મોટા મોટા દેવોને પણ તે વાસનાઓ દબાવે છે. કેનોપનિષદ્‌ની અગ્નિ, વાયુ અને ઇન્દ્રની આખ્યાયિકા જેમણે વાંચી હશે તેમને સમજાશે કે આ ભૂલોક, ભુવર્લોક અને સ્વર્લોકના અધ્યક્ષદેવતાઓને પોતાનો આત્મભાવ પોતાના દેવતાપણામાં સંકોચને પામ્યો ત્યારે તેમના તે સંકુચિત અભિમાનની નિવૃત્તિઅર્થે પરબ્રહ્મે એક વિલક્ષણ યક્ષનું રૂપ ધર્યું, અને તે ત્રણ દેવતાઓના આગળ એક તૃણ મૂકી પોતાનું સા-

મર્થ અજમાવવા કહ્યું. જેના પરિણામમાં પરશિવ અથવા પરબ્રહ્મે શક્તિસંકોચ કરવાથી અગ્નિ તૃણને બાળી શક્યો નહિ, વાયુ તેને હલાવી શક્યો નહિ, અને ઇંદ્ર તો સ્તબ્ધ જ થયો. આખરે જે સ્થાનમાં તે યક્ષનું રૂપ જણાતું હતું તે ત્યાં ને ત્યાં અંતર્હિત થયું, અને ત્રણે દેવતાઓ ચકિત થયા જ્યારે ઇન્દ્રે અંતર્મુખ દૃષ્ટિ કરી ભૂતાકાશમાંથી ચિત્તાકાશમાં ઉતર્યા અને નમ્રતાથી બહિર્દૃષ્ટિ કરી ત્યારે જે સ્થાને યક્ષનું રૂપ હતું તે સ્થાને "ઉમા હૈમવતી" ના સુંદર શક્તિમૂર્તિ તેના જોવામાં આવી, અને તેણે ઇન્દ્રને પ્રબોધ્યો કે જે યક્ષ હતા તે પરશિવ હતા અને તમે તેને તમારા સંકુચિત અભિમાનથી ઓળખ્યા નહિ. આ પ્રસંગથી ઇન્દ્રને પોતાના સંકુચિત જીવત્વમાં પરપ્રતિફલિત શિવરૂપનો બોધ થયો. શૈવીશક્તિએ એટલે ઉમાદેવીએ તેમને અધિદૈવ અને અધ્યાત્મભાવે શિવતત્ત્વને ઓળખવાની યુક્તિ અથવા ઉપાસના બતાવી. જેમ બાહ્યભૂતાકાશમાં અસ્થિર વિદ્યુતનો ચમત્કારો થાય અને તે ત્યાં જ લય થાય, તેમ આંતર ચિત્તાકાશમાં વિદ્યુતજેવા શિવની ઉપાસના કરવી, અને બાહ્ય વિદ્યુત જેવી રીતે ગહન અંધકારને એકદમ દૂર કરે છે તેમ આ આંતરવિદ્યુત સર્વત્ર વેદનને (विद्=જાણવું) પ્રકટ કરે છે. તેથી બાહ્ય જેવી વિદ્યુત છે તેવી આંતર વિદ્યા છે. વળી જેમ વિદ્યુતની મૂર્તિ સુંદર હોય છે તેમ વિદ્યાની મૂર્તિ પણ શિવસ્વરૂપને સ્પર્શ કરનારી હોવાથી સ્પૃહણીય (वननीय હોય છે તેથી તેની સંજ્ઞા वन આપવામાં આવે છે.) વિદ્યુતભાવે વિદ્યાને અને રમણીય ભાવથી શિવરૂપને જેઓ ઉપાસે છે તેઓને બ્રહ્મવિદ્યાનો અને શિવસ્વરૂપનો સાક્ષાત્કાર થાય છે—એ મતલબનો આખ્યાયિકાનો ઉપસંહાર છે.

આ આખ્યાયિકામાં જે આકાશમાં યક્ષમૂર્તિ જણાઈ અગોચર ગઈ અને જ્યાં પુનઃ ઉમાની મૂર્તિ જાગી તે આકાશમાં ભૂતાકાશની અને ચિત્તાકાશની એવી બન્ને પ્રકારની ભાવના છે. બહારના તૃણાદિનો વ્યવહાર ભૂતાકાશમાં છે, અને ઇન્દ્રનો પ્રબોધ ઉમાકાશ ચિત્તાકાશમાં છે. મનોમૂર્તિઓ ઘણે ભાગે યક્ષ એટલે યજનીય હોય છે, પરંતુ તેની પૂજ્યતા અથવા શુદ્ધિનો લોપ આપણે આપણા પ્રાકૃતિક અભિમાનથી કરીએ છીએ. વિદ્યાસંપર્કથી જો શિવાભિમાન જાગે તો મૂર્તિ શિવભાવવાળી થાય છે. જીવત્વનો પટ તે મલિન વાસનાનો લેપ છે, શિવત્વનો પટ તે શુદ્ધ વાસનાનો લેપ છે. ચિત્તા-

કાશમાં ચૈત્યો અથવા મનોમૂર્તિઓ જો શિવવાસનાથી અથવા "શિવસંકલ્પથી" રંગાય તો તે રંગ ભૂતાકાશમાં રમતા નામરૂપને વળગે છે, અને તેની અશુદ્ધિને દૂર કરે છે. જ્યાંસુધી ચિત્તાકાશ શિવસંકલ્પવાળું થતું નથી ત્યાંસુધી ભાવોની ભૂતાવલિ તેમાં ભમે છે. જેમણે આ અનાદિ સંસારચક્રમાં ભય શોકાદિને ઉત્પન્ન કરનારી ભાવોની ભૂતાવલિને શમાવવી હોય તેમણે આ સર્વ ભાવોના અને ભૂતોના અધ્યક્ષ શિવપદમાં અધ્યાત્મભાવ બાંધવો જોઇએ ઇન્દ્રે પણ વિદ્યુત્ અને વન (સુંદર) એ સંજ્ઞાવડે શિવપદને ઉપાસ્યું હતું, તો આપણે તો અવશ્ય ઉપાસવું જ જોઇએ. ભૂતાકાશના અંતર્ બહિર્ વ્યાપ્ત થનારૂં ચિત્તાકાશ છે અને તેમાં જીવોના સૂક્ષ્મ ભોગોની પરિ-સમાપ્તિ થાય છે. પરંતુ આ સ્થૂલ અને સૂક્ષ્મ ભોગોની મર્યાદાવાળા ભૂતાકાશ અને ચિત્તાકાશથી પર, અને તે બંને આકાશમાં અંતર્-બહિર્ વ્યાપ્ત એક આકાશમંડલ છે તેનું નામ ચિદાકાશ છે.

## (૩) ચિદાકાશ.

ચિદાકાશનાં ઘણાં નામો છે. માહેશ્વરો તેને "શુદ્ધવિદ્યામંડલ" કહે છે; શૈવો તેને 'ચિદંબર" કહે છે. જેમાં શિવ નટરાજરૂપે તાંડવ કરે છે; ઋગ્વેદમાં તેને **तृतीय द्यौः** એટલે ત્રીજું સ્વર્ગ કહે છે; તૈત્તિરીય ઉપનિષદ્‌ની બ્રહ્મવલ્લીમાં તેને "પરમવ્યોમ" સંજ્ઞા મળી છે; શ્વેતાશ્વતર શાખાના મુનિઓ પણ તેને **ऋचोऽक्षरे परमे व्योमन् ..** એ મંત્રમાં "પરમવ્યોમ" કહે છે; છાન્દોગ્ય ઉપનિષદ્‌માં તેને બ્રહ્મ-પુરમાં રહેલું "દહરાકાશ કહેવામાં આવે છે; તેજ ઉપનિષદ્‌માં તેને **कं खं**–નામની રહસ્યસંજ્ઞા આપવામાં આવી છે, જેનો અર્થ એવો થાય છે કે "આ આકાશ આનંદરૂપ છે;" શાસ્ત્રો તેને "આનંદગુહા" અથવા 'યોનિ" અથવા "માયા" કહે છે, વેદાન્તીઓ તેને "અવ્યાકૃત" આકાશ કહે છે. કેટલાક ભક્ત કવિઓ તેને ગુરુસ્થાન અથવા ગુરુ-મૂર્તિ કહે છે (જુઓ અંબાસ્તવ); અને અનુભવી પુરુષો તેનુ "શકિત" એવું ટુંકું પણ ઉંડા અર્થથી ભરેલું નામ આપે છે.

ત્યારે ચિદાકાશ, શુદ્ધવિદ્યામંડલ, ચિદંબર, ત્રીજું સ્વર્ગ, પરમ-વ્યોમ, દહરાકાશ, સુખયુક્ત આકાશ, આનંદગુહા, યોનિ, માયા, અવ્યાકૃત, ગુરુધામ, શકિત...વગેરે પર્યાયશબ્દોથી જે આ ત્રીજા પ્રકારના આકાશનું વર્ણન કરવામાં આવે છે તેનું રૂપ શું, તેના ગુણ શા.

અને તેની ક્રિયા અને તેનું બલ કેવું તે જાણવા યથામતિ પ્રયત્ન કરવો જોઇએ.

ચિદાકાશ પોતે આકાશસંજ્ઞાવાળું હોવાથી ભૂતાકાશ અને ચિત્તાકાશની પેઠે નામરૂપને ધારણ કરવાનું સામાન્ય લક્ષણ તેમાં છે. જ્યારે સ્થૂલ સૃષ્ટિના પદાર્થો ભૂતાકાશના આધારમાં રહે છે, જ્યારે સૂક્ષ્મ સૃષ્ટિના પદાર્થો અથવા ચૈત્યો ભાવરૂપે ચિત્તાકાશના આધારમાં રહે છે, ત્યારે આ ચિદાકાશમાં બ્રહ્મલોકની સુધાસૃષ્ટિના પદાર્થો અથવા નામરૂપો રમે છે, અને તેના અંતઃપ્રદેશમાં ચિત્તાકાશ અને ભૂતાકાશ પોતપોતાના આશ્રિત પદાર્થોસાથે પૃથ્વીમાં જેમ પાતાલ લોકો છે તેમ, રમે છે. જેમ પૃથ્વીમંડલમાં આપણે મનુષ્યો રહ્યા છતાં પાતાલવાસી પ્રાણીપદાર્થોના સ્વરૂપ તથા ગુણને જાણતા નથી, અને તેઓ આપણા સ્વરૂપ અને ગુણને જાણતા નથી, તેમ ચિદાકાશમાં રમતા નામરૂપોના સ્વરૂપ તથા મહિમાને તે આકાશના પાતાલમાં રહેનાર ચિત્તાકાશ અને ભૂતાકાશનાં પ્રાણીઓ જાણતાં નથી. એક જ આકાશમાં નિત્ય અટવાતા છતાં જેમ પંખીઓના માર્ગને આપણે પકડી શકતા નથી, તેમ ચિદાકાશમાં વિહરનાર પ્રાણીઓના ચમત્કારને અને ભોગ્ય પદાર્થોને આપણે ભાગ્યે જ બુદ્ધિમાં ઉતારી શકીએ છીએ.

જ્યારે ભૂતાકાશની મર્યાદા સ્થૂલ પદાર્થોથી ભરેલી તમઃપ્રધાન છે; જ્યારે ચિત્તાકાશની મર્યાદા સૂક્ષ્મપદાર્થોથી ભરેલી રજઃપ્રધાન છે; ત્યારે આ ચિદાકાશની મર્યાદા કારણપદાર્થોથી ભરેલી સત્વ-પ્રધાન છે. ચિદાકાશની સૃષ્ટિને વૈષ્ણવો સુધાસૃષ્ટિ કહે છે, અને શૈવો તેને શુદ્ધાધ્વાની સૃષ્ટિ કહે છે, ભૂતાકાશમાં ભૂલોક અને ભુવ-લોક સમાય છે, ચિત્તાકાશમાં સ્વર્લોક તથા મહર્લોક સમાય છે અને ત્યાં ક્રમશઃ ઇન્દ્રની અને પ્રજાપતિની સત્તામર્યાદાનો અવધિ આવે છે. ત્યાંથી ચિદાકાશની મર્યાદાનો આરંભ થાય છે અને તેમાં જન-લોક, તપોલોક, અને સત્યલોક એવા ત્રણ બ્રહ્માની સત્તામર્યાદાના અવાંતર લોકોને સમાસ થાય છે.

ચિદાકાશરૂપ અગમ્ય તત્વનાં ઉપનિષદોમાં ઉપાસનાકાંડમાં તથા જ્ઞાનકાંડમાં ટુંકાં ટુંકાં વર્ણનો છે, પરંતુ તેનું સ્પષ્ટીકરણ જેવું જોઇએ તેવું નિગમ એટલે વેદમાં થયું નથી; પરંતુ આગમોમાં તેનું સ્વરૂપ વિસ્તૃત થયું છે. ઉપનિષદોમાં મુખ્ય ક્યાં ક્યાં આ ચિદાકા-

શનું વર્ણન છે તેનો ઉલ્લેખ અત્ર કરવા માગું છું; તે એવા હેતુથી કે વેદાન્તના અભ્યાસકો તેમાં રહેલા નિગૂઢ ભાવને ઉકેલી શકે. હાલ આ પ્રકરણોઉપર જેવી જોઇએ તેવી સમાલોચના થઇ નથી.

## તૈત્તિરીય ઉપનિષદ્‌માં ચિદાકાશ.

તૈત્તિરીય ઉપનિષદ્ યજુર્વેદનું છે. તેમાં ત્રણ વલ્લીઓ છે. પ્રથમ વલ્લીનું નામ શિક્ષાવલ્લી છે. બીજીનું નામ બ્રહ્મવલ્લી અથવા બ્રહ્માનંદવલ્લી છે; ત્રીજીનું નામ ભૃગુવલ્લી છે.

શિક્ષાવલ્લીના પાંચમા અનુવાકમાં **ભૂ, ભુવર્, સ્વર્** અને **મહર્** એ ચાર વ્યાહૃતિની ઉપાસના અને તેનું ફલ વર્ણન કર્યા પછી એટલે સપ્તલોકમાના પ્રથમ ચાર લોક પ્રજાપતિની સત્તામર્યાદા–પર્યંતના વર્ણવી છઠ્ઠા અનુવાકમાં નીચે પ્રમાણે ગૂઢ વાક્યો આવે છેઃ–

"જે આ આપણા હૃદયની અંદર આકાશ છે તે જ આ (ચિદાકાશ) છે. તે આકાશમાં આ પુરુષ (અભિમાની) મનોમય હોય છે તે પુરુષ અમૃત અને હિરણ્મય છે. આપણા તાલુનો ભેદ કરી જે સ્તનજેવો માંસલ અવયવ લટકે છે, તેનું નામ "ઇન્દ્રયોનિ" છે. આ ઇન્દ્રયોનિ (અથવા ઇન્દ્રનીલમણિ) ની સમસૂત્રે (ઉંચે જતાં) જ્યાં મસ્તકના કેશનો અવધિ આવે, ત્યાં મસ્તકની ખોપરીના અસ્થિનું સંધિસ્થાન આવે છે. તે સન્ધિસ્થાન (બ્રહ્મરંધ્ર) ભેદીને **ભૂઃ**—એ વ્યાહૃતિનો ઉચ્ચાર કરી અગ્નિદેવતામાં ઉપાસક પોતાની પ્રતિષ્ઠા કરે છે, **ભુવઃ** એ વ્યાહૃતિનો ઉચ્ચાર કરી વાયુમાં પ્રતિષ્ઠા કરે છે; **સ્વઃ**—એ વ્યાહૃતિનો ઉચ્ચાર કરી આદિત્યમા પ્રતિષ્ઠા કરે છે; **મહઃ**—એ વ્યાહૃતિનો ઉચ્ચાર કરી પ્રજાપતિમા પ્રતિષ્ઠા કરે છે. (આ ચાર લોકના અધ્યક્ષમા પોતાની પ્રતિષ્ઠા મેળવ્યા પછી) ઉપાસક **સ્વરાજ્ય** પ્રાપ્ત કરે છે. તે **મનનો પતિ** થાય છે; તે વાક્પતિ, ચક્ષુષ્પતિ, શ્રોત્રપતિ, વિજ્ઞાનપતિ થાય છે. આ સર્વનો સાર એ આવે છે કેઃ— બ્રહ્મ આકાશરૂપ શરીરવાળું છે; તેનો આત્મા સત્ય છે; તેનો આરામ પ્રાણમાં છે, તેનો આનંદ મનમાં છે; તે શાંતિવડે સમૃદ્ધ છે અને તે અમૃત છે "હે, પ્રાચીન યોગ્ય! તું આ પ્રકારના બ્રહ્માત્માની ઉપાસના કર."

ઉપરના પ્રકરણમાં જ્ઞેયબ્રહ્મનું વર્ણન નથી એ સહજ સમજાશે, તેમાં ધ્યેયબ્રહ્મનું વર્ણન છે; અને તે પણ ભક્તિવડે ઉપાસના

કરવાયોગ્ય ધ્યેય છે. વિજ્ઞાનવિદો જેમ પ્રકૃતિના સ્વરૂપને જ્ઞેય ગણે છે તેવું આ ધ્યેયબ્રહ્મ નથી. આ ઉપાસ્યબ્રહ્મની ઉપાસના કંઠના પીડમાં રહેલા ગુહાદ્વારવડે કુંડલીના વિવરમાં થઈ સુષુમ્ણા-માર્ગે ઇન્દ્રનીલમણિના સમસૂત્રે દ્વાદશાંતમાં થઇ સહસ્રદલ પદ્મને ભેદી, બ્રહ્મરંધ્રને ભેદી, ને ઊર્ધ્વજ્યોતિ આપણા અંડકટાહની બહારના ઓજસ્ ધાતુના પરિમંડલમાં દશાંગુલ બહાર જાય છે તેમાં આપણા અગ્નિનાનીના કિરણનો યોગ સાધી भू-अग्नि; भुवर् स्वर-आदित्य अने महर्-प्रजापति-એ ચાર વ્યૂહમાં भू વગેરે નામના અને અગ્નિ વગેરે દેવતાના રૂપનો અભેદભાવ સાધી ઉપાસકનું આત્મચૈતન્ય ચાર લોકને અને તેનાં બે ભૂતાકાશ અને ચિત્તાકાશનાં આવરણોનો ભંગ કરી બહિરાકાશમાં જાય છે તે બહિ-રાકાશ અને હૃદયાકાશ-બંને એક છે, અને ભૂતાકાશ અને ચિત્તાકાશ તથા તેમાં રહેલા ચાર લોકો અને તેનાં પ્રાણીપદાર્થો વ્યવધાનરૂપ હતાં તે શમી જતાં આ ભુવનભેદવડે ચિદાકાશનુ તાદાત્મ્ય પિંડમાં (હૃદયમંડલમાં) અને બ્રહ્માંડમાં પ્રજાપતિલોકથી પર પ્રદેશમાં (આદિત્યમંડલના હૃદયમાં) અનુભવાય છે. આ ચિદાકાશનો સ્પર્શ જેઓ ઉપરના ઉપાસનાક્રમથી કરી શકે છે તે પોતાના આત્મ-રાજ્યને (સ્વારાજ્યને) મેળવે છે; તે મન, વાણી, અને ઇન્દ્રિયોના અધ્યક્ષ બને છે અને બ્રહ્માંડના અધ્યક્ષજેવા શરીર, આત્મા, પ્રાણ મન અને શાંતિને ધારણ કરી અમૃતભાવે રહે છે તેવા શરીર, આત્મા, પ્રાણ, મન, શાંતિ અને અમૃતભાવને ઉપાસક ભોગવે છે. આ પ્રકરણમાં आकाशशरीरं ब्रह्म એ વાક્યમાં ચિદાકાશને શરીર-રૂપે વર્ણવે છે. ભૂતાકાશને અથવા ચિત્તાકાશને આ પ્રકરણમાં સ્થાન નથી.

તૈત્તિરીય ઉપનિષદ્ની બીજી બ્રહ્માનંદવલ્લીમાં પુનઃ પરબ્રહ્મના શરીરરૂપ બનનાર આકાશનો परमव्योमन् એ સંજ્ઞાથી ઉલ્લેખ આવે છે તે વલ્લીનો આરંભ આ પ્રમાણે થાય છેઃ—

“ ॐ બ્રહ્મને જાણનાર સર્વોત્તમ ફલ મેળવે છે. આ સૂત્રવાક્યના સમર્થનમાં એક મંત્ર છે—સત્ય, જ્ઞાન, અનંત-એનો પદાર્થ તે બ્રહ્મ. તેને જે કોઇ ગુહામાં રહેલા પરમ આકાશમાં સ્થપાયેલા અનુભવે છે તે, તે સર્વજ્ઞ બ્રહ્મદેવસાથે સર્વ કામનાને ભોગવે છે અથવા સિદ્ધ કરે છે”...

આ સૂત્રવાક્ય અને મંત્રકારિકામાં આપણે ત્રણ મુદ્દા તારવી શકીએ છીએ; (૧) બ્રહ્મતત્ત્વ, (૨) તેનું વેદન અથવા અનુભવ કરનાર, (૩) તે વેદનનું ફલ. મંત્રકારિકા બ્રહ્મનું અસાધારણ લક્ષણ કહે છે કે જે તત્ત્વ સત્ય છે, જ્ઞાનરૂપ છે અને અંતવિનાનું છે તે બ્રહ્મ. બીજા મુદ્દામાં સમાયેલો અનુભવ અને અનુભવ કરનારનો ઉલ્લેખ મંત્રના બીજા ભાગમાં છે—એટલે કે તે બ્રહ્મનો અનુભવ ગુહામાં પરમાકાશમાં સ્થપાયેલા તત્ત્વતરીકે થાય છે; અને ત્રીજો મુદ્દો જે અનુભવનું ફલ તેનું મંત્રના ત્રીજા ભાગમાં વિવરણ છે. એટલે કે "તે બ્રહ્મની સાથે સાયુજ્ય પામી સર્વ કામને સિદ્ધ કરે છે"

આ સૂત્રવાક્ય અને મંત્રવાક્યના ત્રણ મુદ્દાનું વિશેષ સ્પષ્ટીકરણ કરવામાં બાકીની બ્રહ્માનન્દવલ્લી ખપી જાય છે. આત્મામાંથી ભૂતાકાશ ઉત્પન્ન થયું તેમાંથી અનુક્રમે વાયુ, અગ્નિ, જલ, પૃથ્વી, અન્ન, રેતસ અને સચેતન શરીરવાળો પુરુષ ઉત્પન્ન થયો. કાર્યકરતાં કારણ મોટું; કાર્ય અંતવાળું અને કારણ તેના કરતાં મોટું— એ ન્યાયે જગત્કાર્ય અંતવાળું અને પરમ કારણ બ્રહ્મ અનંત. એ પદ્ધતિથી સૂત્રવાક્યમાંના "અનંત" પદનું વિવરણ ચાલે છે. તે સૃષ્ટિક્રમોમાં ઉત્પન્ન થયેલું છેલ્લું પુરુષશરીર અને તેના પેટેલો આત્મા કેવી રીતે ઓળખવા તે સમજવા પુરુષના શરીરમાં પંચકોશનું વર્ણન આવે છે અને તે તે કોશમાં આત્મચૈતન્ય તે તે ભાવવાળું થઇ જાય છે. પ્રથમ કોશ તે અન્નના બનેલો અન્નમય અને તેમાં રહેલો આત્મા અન્નમય. તે અન્નમય પ્રાણમયમાં અન્તર્ગત થાય છે; પ્રાણમય મનોમયમાં અન્તર્ગત થાય છે; અને મનોમય વિજ્ઞાનમયમાં અન્તર્ગત થાય છે. અને વિજ્ઞાનમય આનન્દમયમાં અંતર્ગત થાય છે. આ પંચકોશમાં પ્રથમના ચાર કોશો તે મંત્રવાક્યમાં જણાવેલી ગુફાની પરંપરા છે અને તેમાં છેવટની વિજ્ઞાનમય ગુફામાં એટલે બુદ્ધિમંદિરમાં રહેલો. જે આનંદમય કોશ તેવડે વિજ્ઞાનમય ભરપુર થાય છે. એ આનન્દમયનું પૂર્વના કોશની પેઠે પક્ષીની વર્ણન કરવામાં આવે છે—એટલે કે આનન્દમય જાણે પંખી હોય તેમ તે પંખીનું શિરસ્ તે પ્રિય એટલે વિષયોના દર્શનથી ઉત્પન્ન થતો આનંદ; વિષયોની પ્રાપ્તિ અથવા લાભથી ઉત્પન્ન થતો આનન્દને મોદ તે આનન્દમયની દક્ષિણ પાંખ; વિષયોના ભોગવડે ઉત્પન્ન થતાર આનંદ એટલે પ્રમોદ તે તેની ડાબી પાંખ;

જીવનો આ મર્યાદિત વિષયાનંદ તે તેનું મધ્ય શરીર અને આધારમાં રહેનારો બ્રહ્માનંદ તે તેનું પુચ્છ. આ પુચ્છ અથવા આધારપ્રતિષ્ઠા તે શુદ્ધ બ્રહ્મ.

આ આનંદમયના પુચ્છમાં રહેલું બ્રહ્મ અસત્ નથી, પણ સત્ છે, તે જ શારીર આત્મા છે, એ પ્રકારે બ્રહ્મનો શારીરાત્માસાથે અભેદ વર્ણવી, તે આત્મા વિજ્ઞાનરૂપ છે એમ જણાવી, તે આત્મા " **रसो वै सः**--રસરૂપ છે, એમ જણાવે છે. તે રસને મેળવી જીવ આનંદી થાય છે. આ બ્રહ્માનંદરૂપ રસ જે " **આકાશમાં** છે તે આકાશમાં આનંદ ન હોત તો કોણ પ્રાણ ધારણ કરત " ?—એ પ્રકારના પ્રશ્નવડે આનંદમયકોશનો આકાશ તે આનંદરૂપ છે એવું સ્પષ્ટ વર્ણન કરવામાં આવે છે. ત્યારપછી આનંદમયમાં વિકારીભાવથી પ્રિય, મોદ, પ્રમોદઃ એ ત્રણ અંગોમાં સમાયેલો વિષયાનંદ; મધ્ય આનંદમાં સમાયેલો નિજાનંદ અને પુચ્છમાં એટલે પ્રતિષ્ઠા અથવા આધારચક્રમાં સમાયેલો બ્રહ્માનંદ: એ ત્રણેમાં આનંદનું શુદ્ધ સ્વરૂપ છે, અને વિષયો, તથા જીવ ચૈતન્યરૂપ ઉપાધિવડે તે આનંદના પ્રકારમાં ભેદ અને ચઢીઆતા ઉતરતાપણું હોય છે. પરંતુ તે સર્વ તારતમ્યવાળા આનંદમાં બ્રહ્માનંદ સૂત્રરૂપે ગુંથાયેલો રહે છે, અને તે કામનાથી નહિ હણાયેલો એટલે પરમ વૈરાગ્યશીલ બ્રહ્મવિત્ શ્રોત્રિયને અખંડ પ્રાપ્ત રહે છે એવું આનંદમીમાંસામાં સ્પષ્ટ કર્યું છે. અને ૧ મનુષ્યના આનંદ કરતાં ૨ મનુષ્યગંધર્વોનો આનંદ શતગુણ હોય છે: મનુષ્યગંધર્વના કરતાં ૩ દેવગંધર્વનો શતગુણ ચઢીયાતો હોય છે. તે દેવગંધર્વના કરતાં ૪ પિતૃઓનો આનંદ શતગુણ હોય છે; તે પિતૃઓ કરતાં ૫ આજાનજ દેવોનો એટલે સ્માર્ત કર્મવડે જે દેવત્વ પ્રાપ્ત કરે છે તેમનો શતગુણ હોય છે; તેના કરતાં શ્રૌતકર્મવડે ૬ દેવભાવને મેળવનારનો શતગુણ હોય છે; કર્મદેવોકરતા સ્વભાવસિદ્ધ તેત્રીસ, ૭ દેવોનો આનંદ શતગુણ હોય છે; તે સિદ્ધ દેવોના કરતાં ૮ ઇન્દ્રનો આનંદ શતગુણ હોય છે. ઇન્દ્રના કરતાં ઇન્દ્રગુરુ ૯ બૃહસ્પતિનો આનંદ શતગુણ હોય છે; અને બૃહસ્પતિના કરતાં શતગુણ આનંદ ૧૦ પ્રજાપતિનો હોય છે; અને પ્રજાપતિકરતાં શતગુણ આનંદ બ્રહ્માનો હોય છે અને તે આનંદ " શ્રોત્રિય અકામહતનો " હોય છે. આ પ્રકારે અગીઆર પર્યાયોમાં અગીઆરમા પર્યાયના બ્રહ્માના આનંદસાથે બ્રહ્મવિત્‌નો આનંદ સમાન ગણી સૂત્રસ્થ વેદન અથવા અનુભવ કેવી રીતે થાય તેના વર્ણન રૂપેઃ—

"જે આ પુરુષમાં આત્મા છે, અને જે આ આદિત્યમાં આત્મા છે તે એક જ છે એવું જે પ્રત્યક્ષ જાણે છે તે આ લોકોનું અતિક્રમણ કરી અન્નમયમાંથી પ્રાણમયમાં જાય છે; પ્રાણમયમાંથી મનોમયમાં જાય છે, મનોમયમાથી વિજ્ઞાનમયમાં જાય છે, વિજ્ઞાનમયમાંથી આનંદમયમાં સ્થિત થાય છે. તેમાં અનુભવાતા આનંદને મન વાણી જાણી શકતાં નથી. બ્રહ્માનંદને અનુભવનાર કશાથી બ્હીતો નથી. અમુક પાપ કર્યું હતું તેનો પશ્ચાત્તાપ તેને થતો નથી, તેમ અમુક પુણ્ય ન કર્યું, તેનો શોક પણ તેને થતો નથી. સામાન્ય જીવને પાપની શંકુ અને પુણ્યની આશા જેવી રીતે નડે છે તેવી રીતે પાપપુણ્યનો સ્પર્શ આ બ્રહ્મવિદ્‌ને થતો નથી." એ પ્રકારે બ્રહ્માનંદવલ્લીની સમાપ્તિ થાય છે.

આ પ્રકરણમાં સૂત્રસ્થ "ગુહામાં પરમવ્યોમમાં" એ પદોમાં પરમવ્યોમતરીકે જે આકાશ ગણ્યું છે તેનું જ વર્ણન આનંદમયરૂપે છે, વળી "આકાશમાં આનંદ ન હોય અથવા આકાશ પોતે આનંદરૂપ ન હોય તો જીવ શું કરવા પ્રાણધારણ કરે?—એ પ્રશ્નમાં આકાશ અને આનંદનો જે આધારઆધેયભાવ જણાવ્યો છે અથવા સામાનાધિકરણ્ય જણાવ્યું છે તેથી વધારે સ્પષ્ટ થાય છે કે આકાશ અને આનંદ—એ સમાન અર્થના શબ્દો છે. અત્ર આકાશ તે ચિદાકાશ; અને આનંદ તે બ્રહ્માનંદ સમજવો.

શિક્ષાવલ્લીના આકાશરૂપશરીરવાળા બ્રહ્મમાં જે "આકાશ" તે જ બ્રહ્માનંદવલ્લીના સૂત્રના વિવરણરૂપ મંત્રનું "પરમવ્યોમ" અને અનુભવ પ્રકારમાં દર્શાવેલો આનંદમયાકાશનો પુચ્છસ્થાનીય બ્રહ્મના આનંદના આધારરૂપ "આકાશ" આ પ્રમાણે પ્રકરણની મીમાંસાથી સ્પષ્ટ થાય છે કે ચિદાકાશ તે પરમવ્યોમ અથવા બ્રહ્માનંદની વિદ્યુત્‌ના ચમકારાનો આધાર છે.

ભૃગુવલ્લીમાં પણ પંચકોશવિદ્યાને પુનઃ નવા રૂપમાં વર્ણવી ઉપનિષદ્‌ની સમાપ્તિ નીચેના વાક્યથી થાય છેઃ—

"હું પરમસત્યનો આદિપુત્ર બ્રહ્મા છું, હું દેવોની પહેલાં પ્રકટ થયેલો છું; હું અમૃતનો નાભિરૂપ છું; જે મને આપે છે તે ખરેખર ખોતો નથી પણ રક્ષણ કરે છે; હું અન્ન અથવા ભોગ્ય છું; હું અન્નને ખાનાર એટલે ભોક્તા છું; પુનઃ હું ભોગ્ય અને ભોક્તા—એ બંનેને ખાઉં છું; હું સમગ્ર ભુવનરૂપ છું, અને તે

સર્વ ભુવનઉપર હું અધ્યયપણું કરૂં છું. હું સુવર્ણ જ્યોતિરૂપ છું"– આ ફલ જે અનુભવે છે તેને મળે છે.

આ પ્રમાણે તૈત્તિરીય ઉપનિષદ્‌ની ત્રણે વલ્લીમાં ચિદાકાશ—પરમવ્યોમ—આનંદમય—બ્રહ્માનંદની નાભિ—એ પ્રકારે આ ત્રીજા આકાશનું નિગૂઢરૂપ ઉપાસનાની આધારભૂમિકાતરીકે જણાવ્યું છે.

## છાન્દોગ્ય ઉપનિષદ્‌માં ચિદાકાશ.

આ ઉપનિષદ્ સામવેદનું છે. તેમાં ઉપાસનાકાંડ અદ્ભુત રીતે ગુંથાયેલો છે. ચિદાકાશના ઉલ્લેખ મુખ્યત્વે કરીને ત્રણ પ્રકરણમાં આવે છે:–(૧) ઉદ્‌ગીથ વિદ્યાપ્રકરણ, (૨) ગાયત્રીવિદ્યાપ્રકરણ (૩) દહરવિદ્યાપ્રકરણ.

## ઉદ્‌ગીથ પ્રકરણમાં ચિદાકાશ.

પ્રથમ પ્રકરણનાં વાક્યો નીચે પ્રમાણે છે:—

"આ લોકની કઇ ગતિ છે?" આકાશ–એવો ઉત્તર પ્રવાહણ જૈબલિ આપે છે. આ સર્વ ભૂતો આકાશમાંથી ઉત્પન્ન થાય છે, આકાશમાં પાછા જાય છે. આથી આકાશ આ સચેતન ભૂતો-કરતાં ચઢીઆતું છે. આકાશ તે સર્વનું પરમ અયન એટલે ગંતવ્ય-સ્થાન છે. જે આ પર અને અવર અથવા ચઢતો અને ઉતરતો ઉદ્‌-ગીથ એટલે પ્રણવ તે આ આકાશ છે. આ અનંત પર અને અપર પ્રણવ–આકાશને જાણે છે તે પર અને અવર લોકોને જીતે છે. પરાવર પ્રણવની ઉપાસનાવડે પરાવર આકાશના લોકો જીતાય છે."

આ પ્રકરણમાં પ્રણવની **अकार उकार** અને **मकार** પછીની નાદરૂપા અર્ધમાત્રા અને બિંદુરૂપા સમસ્ત પ્રણવોચ્ચારની કલા—એ પરાવરભાવે દર્શાવી છે. અર્ધમાત્રાસહિત બિંદુ જે સાંબશિવનું પ્રતીક છે, એટલે અર્ધનારીશ્વરભાવવાળું સદાશિવનું રૂપ છે તેમાં આકાશનો અભેદભાવ ચિંતવવાનું કહ્યું છે. આ સદાશિવના શરીરરૂપ બનનાર આકાશ તે ભૂતાકાશ હોય નહિ તે સહજ સમજાય છે. વળી તે જીવોની કામના જે આકાશમાં સર્વાંશ સિદ્ધ થતી નથી તેવું ચિત્તાકાશ પણ નહિ, કારણ કે આ આકાશનો આશ્રય કરનારને પરાવર લોકોની પ્રાપ્તિરૂપ સિદ્ધિ ઉપરના વાક્યમાં વર્ણવી છે. પ્રણવની અર્ધમાત્રા અને બિંદુનો આશ્રય લઇ ઉચ્ચારબલથી જે ગમન ગાજી ઉઠે તે ગગનનો અહીં ઉલ્લેખ છે. જેમ કેકારવથી ભૂતાકાશ ગાજે તેમ ઉદ્‌ગીથની ચોથી નાદ–અને પાંચમી બિંદુની સંયુક્ત

કલાથી ચિદાકાશ ગાજે છે. પ્રણવની ચોથી અને પાંચમી નાદ—બિંદુરૂપ સંયુક્ત કલાથી ચિદાકાશના અમુક અંશમાં શક્તિનો ક્ષોભ થાય છે, અને તે શક્તિતત્ત્વ જ શાંતકલાવડે શિવતત્ત્વમાં લય જાય છે. જે ચિદાકાશમાં પ્રણવ નાદ-બિંદુભાવમાંથી શક્તિ અને શાંતભાવમાં પલટાય તે ચિદાકાશ ભૂતોની અથવા પ્રાણીઓની પરાગતિ છે. પ્રણવ સાધન છે, જીવ સાધક છે, ચિદાકાશ સાધ્ય એટલે પ્રાપ્તવ્ય છે.

## ગાયત્રીવિદ્યાપ્રકરણમાં ચિદાકાશ.

બીજું પ્રકરણ ગાયત્રીવિદ્યાનું છે. ગાયત્રીમંત્ર ચોવીસ અક્ષરોનો બનેલો છે. તેમાં પ્રણવ પુરુષરૂપે પચીસમો છે. આપણે દેહ ધારણ કરનાર પુરુષ જ્યારે ગાયત્રીદ્વારા પોતાના સ્વરૂપને શોધવા અંતર્મુખ થઈએ ત્યારે મંત્રના ઉચ્ચારરૂપ ૧ વાક્‌માં તન્મય થઈએ; તે મંત્રવાણી ૨ આકાશભૂતોનાં પરમાણુમાં ક્ષુબ્ધ કરે છે, તે ક્ષોભ આપણે જે સ્થાને આસન કરી બેઠા છીએ તે આસનવાળી ૩ પૃથ્વીમાં પ્રવેશ પામે છે; ત્યાંથી તે મૂલાધારમાં થઈ આપણા ૪ શરીર મંડલમાં જેમ વીજળી ચક્ર લઈ પેસે તેમ પેસે છે; ત્યાંથી શરીરસ્થ ૫ હૃદયપુંડરીકમાં તે મંત્રજન્ય ક્ષોભ જાય છે, અને ત્યાંથી આપણા ૬ પ્રાણ અથવા જીવનમાં તે મંત્રજન્ય બલ પેસે છે. આ પ્રમાણે છ કુખ ( કુક્ષિમાં ) ગાયત્રીના ઉપાસકને જપજન્ય ક્ષોભ—વાક્, ભૂત, પૃથ્વી, શરીર, હૃદય, પ્રાણમાં અનુક્રમે પ્રવિષ્ટ થઈ પુરુષને તેના વિકારી એકચતુર્થાંશ ક્ષરરૂપમાંથી અવશિષ્ટ ત્રણચતુર્થાંશ ( **ત્રિપાદ્** ) નિર્વિકાર-પદવાળા સ્વરૂપને ખેંચી જાય છે, આ ચોવીસ અક્ષરવાળી ગાયત્રી છ છ અક્ષરોવડે ચારપાદવાળી થઈ, તે તે અક્ષરોવડે વાક્, ભૂત પૃથ્વી, શરીર, હૃદય, પ્રાણ—આ છ કુખમાં પેસી વિકારી પુરુષ અથવા **જીવને** નિર્વિકારી પુરુષભાવ અથવા શિવભાવ આપે છે, તે ગાયત્રી તેને ક્ષરભાવમાંથી અક્ષરભાવમાં લઈ જાય છે. પરંતુ આ ક્ષરમાંથી **અક્ષરભાવમાં** જવાનું જે અધિકરણ છે તે અધિકરણદ્વારા જ જીવ શિવરૂપ અથવા બ્રહ્મરૂપ બને છે. ઉપર વર્ણવેલા છઠ્ઠી ભૂમિકાના પ્રાણતત્વમાં થયેલા મંત્રજપના ક્ષોભ ક્યાં લાગે છે—એ પ્રશ્નના ઉત્તરમાં શ્રુતિ કહે છે કેઃ—" જે પરોક્ષ રીતે તે બ્રહ્મ " એમ કહેવામાં આવે છે તે ખરી રીતે પુરુષની બહારનું આકાશ છે; વળી

જે "આ" એમ અપરોક્ષ રીતે જે ચેતન ઓળખાય છે, તે પુરુષના અંદરનું આકાશ છે. આ હૃદયાન્તર આકાશ છે તે જ વસ્તુતઃ પૂર્ણ બહિરાકાશ છે. જે અંતરબહિર આકાશના અભેદને અનુભવે છે તે કદી પાછી ન પડે એવી બ્રહ્મશ્રીને મેળવે છે."

ગાયત્રીમંત્રના શબ્દબ્રહ્મદ્વારા થતી આંતર હૃદયાકાશની ઉપાસના, અને તે મંત્રના વાચ્યાર્થબ્રહ્મદ્વારા થતી હૃદયાકાશના ચેતનની ઉપાસનાની પદ્ધતિ, જે બ્રહ્મશ્રી આપનારી છે તે નીચે પ્રમાણે થાય છેઃ—

## ગાયત્રીદ્વારા ચિદાકાશની ઉપાસના.

છ દ્વારા શબ્દબ્રહ્મની રચના
એટલે
શબ્દબ્રહ્મદ્વારથી

ॐ

(૧) भूर्भुवः स्वः
तत्सवितुर्वरेण्यं भर्गो देवस्य
१ २ ३ ४ ५ ६ १ २ ३ ४ ५ ६ — મૂલમંત્ર પદ્દ્યુક્તિ
धीमहि धियो यो नः प्रचोदयात्
१ २ ३ ४ ५ ६ १ २ ३ ४ ५ ६ — ચતુષ્પાદ.

(૨) ઉપરપ્રમાણે છ છ અક્ષરના ચારપાદવડે સાંખ્યશાસ્ત્રનાં પ્રકૃતિથી પૃથ્વીપર્યંતનાં ચોવીસ તત્ત્વોની ભાવના કરી સૃષ્ટિક્રમવડે તત્ત્વોનો ઉદય હૃદયાકાશમાં કરવો, અને તે મંત્રના વર્ણના વિલોમથી ઉત્પન્ન થતા બ્રહ્માસ્ત્રવડે તત્ત્વોનો પૃથ્વીથી પ્રકૃતિપર્યંતનો લયક્રમ ચિંતવી મૂલપ્રકૃતિને હૃદયાકાશમાં શમાવવી.

ॐ त्यादचो प्रनो यो यो धिहि मधी स्यवदेर्गोभण्यं रेवतु विसतत् स्वोवर्भुभूराँम् ॥

( બ્રહ્માસ્ત્ર )

(૩) પુનઃ તે મૂલમંત્રમાંથી પદવિલોમવડે બ્રહ્મશીર્ષરૂપ અસ્ત્ર ॐ प्रचोदयात् नः यो यो

| | |
|---|---|
| ઉત્પન્ન કરી મૂર્ધામાં તે અસ્ત્રને ગોઠવી **હૂંફટ્** એ શબ્દોચ્ચાર- વડે બ્રહ્મરંધ્રનો ભેદ કરી બ- હારના ચિદાકાશમાં બ્રહ્મશીર્ષ અસ્ત્રને ફેંકવું | **धियः धीमहि देवस्य भर्गो व- रेण्यम् सवितुस्तत् स्वो भुव र्भू ॐ हूँफट्** ( બ્રહ્મશીર્ષ ) |
| (૮) પુનઃ આદિત્યમંડલના હૃદયમાં સ્પર્શ કરીને ભાવના કરી **ભર્ગ** (દિવ્યતેજને) નીચે ઉતારી પાદવિલોમવડે બ્રહ્મદંડરૂપ અસ્ત્રને ઉત્પન્ન કરી આપણાં મન, વાણી અને શરીરમાં તે બ્રહ્મદંડનું તેજ સ્થાપવું અને તે **નમઃ** એ અંતવાળું કરવું. | **ॐ धियो यो नः प्रचोदयात् । भर्गो देवस्य धीमहि तत्स- वितुर् वरेण्यम् स्वो भुवर्भूरों नमः** ( બ્રહ્મદંડ ) |

આ પ્રમાણે મૂલ ગાયત્રીમંત્રને ષટ્કુક્ષિ અને ચતુષ્પાદમાં લાવી હૃદયાકાશમાં સૃષ્ટિક્રમથી ચોવીસ તત્ત્વોનો ઉદય કરી તેનો સંહાર-ક્રમથી લય કરી મૂલ પ્રકૃતિના દ્રવ્યને બ્રહ્મશીર્ષવડે બ્રહ્મકપાલભેદી એટલે બ્રહ્મરંધ્રદ્વારથી બહાર નીકળી સૂર્યના સુષુમ્ણારશ્મિનો યોગ સાધી આદિત્યમંડલના હૃદયની ગુહામાં પ્રવેશ કરી **ભર્ગ** શબ્દસૂચિત હિરણ્યગર્ભનો સ્પર્શ કરી, પુનઃ તે જ રશ્મિદ્વારા બ્રહ્મદંડવડે નીચે ઉતરી હૃદયાકાશમાં આવી પોતાના જીવરૂપને શિવરૂપે અનુભવી તેને નમસ્કાર કરવો અને મન, વાણી, અને શરીરરૂપ આપણાં કર-ણોને ગાયત્રીના બ્રહ્મદંડના ત્રણ ભાગવડે સદાસર્વદા અંકુશમાં સ્થાપી ઉપાસનાના અંતે ઉત્થાન કરી જગતનો વ્યવહાર નિર્ભયતાથી કરવો.

ગાયત્રીની શબ્દના આલંબનરૂપે જે ઉપાસના ઉપર "તે બ્રહ્મ"-ના અધિકરણરૂપ આદિત્યહૃદયમાં અને "આ બ્રહ્મ" ના અધિ-કરણરૂપ પુરુષના હૃદયમાં વર્ણવી તેના સમાનાધિકરણરૂપ જે આ-કાશ વર્ણવ્યું છે તેનું નામ ચિદાકાશ. આ ચિદાકાશમાં **અર્થમયી** અથવા ચેતનામયી ભાવના નીચે પ્રમાણે કરવાનું છાન્દોગ્ય ઉપનિષદના ગાયત્રીના પ્રકરણના પછીના ખંડમાં કહેવામાં આવે છે:—

આપણું હૃદયપુંડરીક જાણે આપણી અંગુષ્ઠ અંદર **વાળેલી** મૂઠીજેવું છે. તે પુંડરીક પૂરું ઉઘડેલું નથી. તેના ભીતર પ્રદેશમાં પોલાણ છે. તેનાં પૂર્વ, પશ્ચિમ, ઉત્તર, દક્ષિણ અને ઊર્ધ્વ એવા પાંચ ખંડ પડે છે; અને મધ્ય કેન્દ્ર બ્રહ્મનું નિધાન અથવા શિવાસન છે.

આ મધ્ય ચિદાકાશમાં આપણે પ્રવેશ કરીએ તે પહેલાં ઉપરની શબ્દાવલય એટલે શબ્દબ્રહ્મમયી ઉપાસનાના ક્રમમાં જે છઠ્ઠા પ્રાણ નામની કુક્ષિમાં આપણે પ્રવિષ્ટ થયા હોઇએ છીએ, એટલે આપણે સચેતન પ્રાણમય હોઇએ છીએ, તે પ્રાણમયના પાંચ દ્વારપાલ હોય છે, અને તે હૃદયપુંડરીકનાં પાંચ દ્વારઆગળ જાણે સ્થિત હોય તેવી ભાવના કરવાની હોય છે, પ્રત્યેક દ્વારપાલ પાંચ મુખ્ય ઇન્દ્રિયોસાથે તથા તેની દેવતાઓસાથે સંબંધ રાખનારી અને ઉપાસકને તે તે અંગની ઉપાસનાનું ફલ આપનારી હોય છે. તે અંગોપાંગસહ ઉપાસનાનું કોષ્ટક નીચે પ્રમાણે છે:—

| હૃદયનું દ્વાર. | દ્વારપાલ | ઇન્દ્રિય | દેવતા | ફલ |
|---|---|---|---|---|
| (૧) પૂર્વદ્વાર | પ્રાણ | ચક્ષુ | આદિત્ય | તેજસ્વી સ્વભાવ અને અન્નદાન કરવાનું સામર્થ્ય. |
| (૨) દક્ષિણદ્વાર | વ્યાન | શ્રોત્ર | ચંદ્રમા | શ્રી તથા યશ. |
| (૩) પશ્ચિમદ્વાર | અપાન | વાક્ | અગ્નિ | બ્રહ્મવર્ચસ. |
| (૪) ઉત્તરદ્વાર | સમાન | મન | પર્જન્ય | કીર્તિ એટલે પરોક્ષ સ્તુતિ અને વ્યુષ્ટિ એટલે અપરોક્ષ સ્તુતિ. |
| (૫) ઊર્ધ્વદ્વાર | ઉદાન | વાયુ | આકાશ | ઓજસ્ અને મહસ્ અથવા પ્રતાપ. |

પંચમ દ્વારવડે જે દેવતાનો સાક્ષાત્કાર થાય છે તેનું નામ "આકાશ" છે. આ આકાશ તે ચિદાકાશ છે. તેમાં ગાયત્રીના પ્રસિદ્ધ ત્રણપાદઉપરાંતના ચતુર્થ પાદની **परोरजसेऽसावदोम्**—એ મંત્રપ્રતિપાદ્ય દેવની ચેષ્ટા કે સંસારની રજકણોનો જ્યાં સ્પર્શ નથી તેવા રાગાદિધર્મથી વિરહિત ચિત્તાકાશથી, તથા ભૂતમાત્રાઓનાં પરમાણુઓની રજ જ્યાં લાગતી નથી, તેવા ભૂતાકાશથી પર, ત્રીજા પ્રકારના ચૈતન્યમય આકાશમાં સ્થિત થયેલા પરમેશ્વરની—હું તે છું—એ પ્રકારની અહંગ્રહવાળી ભાવના કરવાની છે. આ અગ્ની એટલે મુખ્ય ઉપાસના જે ગગનમાં થાય છે તે ગગનને ચિદાકાશ કહે છે. અને તેનું ફલ દિવ્યદૃષ્ટિ અને દિવ્યશ્રુતિ વર્ણવ્યું છે.

## દહરવિદ્યાપ્રકરણમાં ચિદાકાશ.

છાન્દોગ્ય ઉપનિષદ્‌માં દહરવિદ્યાના પ્રકરણમાં પુનઃ ચિદાકાશનું વર્ણન આવે છે. મૂલવાક્યો નીચે પ્રમાણે છેઃ—

" આ બ્રહ્મના નિવાસરૂપ બ્રહ્મપુર એટલે શરીરમાં નાનું સૂક્ષ્મ હૃદયરૂપ કમલ છે. તે કમલનું નાનું મંદિર છે. તેની અંદર એક આકાશ છે તે આકાશમાં જે અંદર રહ્યું છે તે શોધવાયોગ્ય છે. અને તે જાણવાયોગ્ય છે. આ સંબંધમાં કોઈ શંકા લાવે કે આ બ્રહ્મપુરમાં નાનું કમલરૂપ મંદિર છે, અને તેમાં એક આકાશ છે તે આકાશમાં એવું શું છે કે જેની શોધ કરવી અથવા જેનું જ્ઞાન મેળવવું? તેના ઉત્તરમાં અનુભવી કહે છે કે જેવડું આ બાહ્ય આકાશ છે તેવડું જ હૃદયની અંદર આકાશ છે. આ હૃદયાકાશમાં દ્યાવા પૃથ્વી ગુપ્તપણે સમાઈ ગયેલાં છે; તેમાં અગ્નિ અને વાયુ, સૂર્ય અને ચંદ્ર, વિદ્યુત્ અને નક્ષત્રો સર્વ સમાઈ ગયેલાં છે. જે અહીં છે, અને જે નથી તે સર્વ આ અંતરાકાશમાં સમાઈ ગયેલું છે. આ પ્રમાણે દ્યાવાપૃથ્વી આદિ સઘળાં ભોગસ્થાનો, સૂર્યાદિ ભોગનાં ઉપકરણો, અને સર્વ ભોગ્ય પદાર્થો જ્યારે આ બ્રહ્મપુરના આંતર આકાશમાં સમાયેલાં છે, ત્યારે શંકા કરનાર શંકા કરે છે કે સર્વભૂત અને સર્વ કામ તેમાં સમાયેલા હોય તો આ બ્રહ્મપુર (દેહ) જરાવડે સપડાય છે, અને નાશ પામે છે? તે બ્રહ્મપુર તુટયા પછી શું અવશેષ રહે છે? ઉત્તરમાં અનુભવી કહે છે કે આ આકાશ સંજ્ઞાવાળું બ્રહ્મપુર સ્થૂલદેહના જરા અથવા વધથી ઘરડું થતું નથી તેમ હણાતું નથી. અથવા આ સ્થૂલ

**શરીરના** હૃદયપુંડરીકનું આકાશરૂપ બ્રહ્મપુર સત્ય બ્રહ્મપુર છે. તે બ્રહ્મપુરમાં સર્વ કામનાઓ સમાયેલી છે. આ દહરાકાશ તે જ આત્મા છે. **અને** તેના અષ્ટ ગુણો છે. તે ચિદાકાશરૂપ શુદ્ધ આત્મા સ્વભાવથી [૧]નિષ્પાપ છે, તે [૨]જરાવિનાનો છે. તે [૩]મૃત્યુવિનાનો છે, તે [૪]શોકવિનાનો છે, તેને [૫]ક્ષુધા લાગતી નથી, તેને [૬]તૃષા લાગતી નથી, તેની કામનાઓ [૭]સત્ય હોય છે, અને તેના સંકલ્પો [૮]સફલ થયેલા હોય છે. તે ચિદાકાશમાં જે જે ભાવથી પ્રજા અંતર્ગત થાય છે, અને જે જે શાસનને વશ વર્તી જે જે ઇચ્છે છે, જે દેશ અને ક્ષેત્રને તે પામે છે તે સર્વ તેને મળે છે. તેથી જેમ કર્મવડે જીતેલો આ લોક ક્ષીણ થાય છે, અને જેમ પુણ્યવડે જીતેલો પરલોક પણ ક્ષયને પામે છે તેનું કારણ એ છે કે આ ચિદાકાશસ્થ અષ્ટગુણવાળા આત્માને જાણ્યા વિના મનુષ્યો આ લોકનાં અને પરલોકનાં કર્મ કરે છે તેથી તેમની કામનાઓ સફલ થતી નથી; અને જે જે લોકમાં જાય છે ત્યાં ત્યાં તેમની કામનાઓ સફલ ન થવાથી પાછી પડે છે. પરંતુ જેઓ આ ચિદાકાશસ્થ આત્માને યથાર્થ જાણીને દેહાન્તર પામે છે તેમની કામનાઓ સત્ય થાય છે, અને સર્વ લોકમાં તે સ્વતંત્ર વિહાર કરે છે.'

ત્યાર પછી આત્મવિદ્ જે જે પદાર્થોની ઇચ્છા કરે તે તે પદાર્થો તેના બ્રહ્મપુરમાં (ચિદાકાશમાં) પ્રાપ્ત થાય છે એવું વર્ણન આવે છે. અને શ્રુતિ કહે છે કે મનુષ્યોની કામનાઓ સ્વભાવથી સત્ય છે, પરંતુ અનૃતભાવથી તે ઢંકાયેલી છે. તેથી આ લોકના જીવો અને પરલોકમાં ગયેલા જીવો, ઇષ્ટ અર્થ મેળવતા નથી, તે આ ચિદાકાશમાં રમતા પુરુષો મેળવે છે. જેમ કોઈ ગુપ્ત નિધિઉપર ફરનારા હિરણ્યને મેળવી શકતા નથી, પણ નિધિરહસ્યને જાણનાર તે નિધિને પ્રત્યક્ષ જુએ છે, તેમ આ સર્વ પ્રજા દરરોજ આ ચિદાકાશરૂપ બ્રહ્મલોકમાં ફરતા છતાં અવિદ્યાના આવરણથી ઢંકાયેલા તેઓ બ્રહ્મલોકના સિદ્ધપદાર્થોને મેળવી શકતા નથી. આ અષ્ટગુણાન્વિત આપણો આત્મા ક્યાં છે એમ કોઈ પૂછે તો આપણે આંગળીવડે એમ કહીએ કહીએ કે—" આ હૃદ્ અથવા ગુહામાં." આ ઉપરથી નિત્યસિદ્ધ સ્વર્ગલોકનું નામ **हृदयम्** એવું પાડવામાં આવ્યું છે.××××

આ સરલ બોધક દહરવિદ્યાનું પ્રકરણ આપણને સ્પષ્ટ જણાવે છે કે સ્થૂલદેહ ભૂતાકાશમાં છે, તેના ભીતરનું હૃદયપુંડરીક અને તેની

વાસનાઓ ચિત્તાકાશમાં છે, અને તે પુંડરીકના અંદરનું ચિદંબર આપણું સત્યધામ અથવા સત્યબ્રહ્મપુર છે. તેમાં આત્મભાવ બાંધનાર પરમેશ્વરની પેઠે નિષ્પાપત્વ, વિજરત્વ, વિમૃત્યુત્વ, વિશોકત્વ, ક્ષુધાશૂન્યત્વ, પિપાસાશૂન્યત્વ, સત્યકામત્વ અને સત્યસંકલ્પત્વ—એવા આઠ ગુણથી યુક્ત થાય છે.

## બૃહદારણ્યક ઉપનિષદ્‌માં ચિદાકાશ.

શુક્લ યજુર્વેદના શતપથ બ્રાહ્મણના બૃહદારણ્યકના અંતભાગમાં આવેલા બૃહદારણ્યક ઉપનિષદ્‌માં પણ ચિદાકાશનો ઉલ્લેખ છે. તે ઉપનિષદ્‌માં આગમપ્રધાન મધુકાંડમાં અને તર્કપ્રધાન યાજ્ઞવલ્ક્યકાંડમાં ચિદાકાશનું વર્ણન છે.

મધુકાંડમાં સર્વ પ્રાણીપદાર્થો અન્યોન્યના મધજેવા છે એવા રસિક વર્ણનના પ્રસ્તાવમાં શ્રુતિ કહે છે કેઃ—

"આ આકાશ સર્વભૂતોનું મધ છે; અને સર્વભૂતો આ આકાશને મધરૂપ છે. આ આકાશમાં જે તેજોમય, અમૃતમય પુરુષ છે અને આ અધ્યાત્મવ્યૂહમાં એટલે શરીરમાં હૃદયાકાશ જે તેજોમય અને અમૃતમય પુરુષરૂપ છે તે આ એક પરમાત્મા છે—આ સર્વ અમૃત છે, આ સર્વ બ્રહ્મ છે."

સર્વ ભૂતપ્રાણી આકાશમાં ઉત્પત્તિ, સ્થિતિ અને લયને પામતાં હોવાથી એક રીતે આકાશ પ્રાણીઓનું જીવન આપનાર હોવાથી મધરૂપ છે; અને આ આકાશ આ પ્રાણીઓ—ભોક્તાઓ ન હોય તો નકામું છે, એટલે કે પ્રાણીઓવડે આકાશ શોભાવાળો થાય છે. આ પ્રમાણે પરસ્પર ઉપકાર્યઉપકારકસંબંધમાં આવતા હોવાથી આકાશ અને પુરુષ મધજેવા છે. બાહ્ય આદિત્યમંડલનું આકાશ અને આંતર હૃદયમંડળનું આકાશ એક છે. તેમાં પરમાત્મા વસે છે, અને તે તેજોમય અને અમૃતમય છે.

પુનઃ યાજ્ઞવલ્ક્યકાંડમાં ગાર્ગીવાચક્નવી યાજ્ઞવલ્ક્યને પુછે છેઃ—

આ સર્વ જગત્ જલમાં ઓતપ્રોત એટલે ગુંથાયેલું જણાય છે. ત્યારે આ જલમંડલ શામાં ગુંથાએલું છે? (યાજ્ઞવલ્ક્ય ઉત્તર આપે છેઃ—) વાયુમાં જલમંડલ ગુંથાયેલુ છે. (ગાર્ગી પુછે છેઃ—) વાયુ શામાં ગુંથાયેલો છે? (ઉત્તર) અંતરિક્ષલોકોમાં (પ્રશ્ન)—અંતરિક્ષલોક શામાં ગુંથાયેલા છે? (ઉત્તર) બ્રહ્મલોકમાં (પ્રશ્ન) બ્રહ્મ-

લોકો શામાં ગુંથાયેલા છે ? (ઉત્તર) હે ગાર્ગિ ! તું અતિપ્રશ્ન કરે છે. બ્રહ્મલોક જેમાં નિવાસ કરે છે તે આધાર આગમગમ્ય છે, અને તર્કગમ્ય નથી. તેથી " અનતિપ્રશ્ન દેવતા " છે એટલે પ્રશ્નવડે કરીને ખુલાસો થાય તેવો તે પદાર્થ નથી. માટે ગાર્ગિ ! તે પ્રશ્ન તું મૂકી દે. આ પછી ગાર્ગિ વાચક્નવી બોલતી બંધ થઇ "

૧૧ પછી ઉદ્દાલક આરુણિનો વાદ ચાલે છે તેમાં સૂત્રાત્મા અને અન્તર્યામીદેવન—એ બે શી વસ્તુ છે તેના સંબંધના પ્રશ્નો છે. તે પ્રશ્નોના ઉત્તરમાં પ્રાણદેવતા અથવા વાયુદેવતા તે હિરણ્યગર્ભનું સૂત્ર જેવડે બ્રહ્મલોકથી માંડી ભૂલોકપર્યંતના લોકો, પ્રાણી અને પદાર્થો ગુંથાયેલા છે, અને તે સૂત્ર જેના હાથમાં છે તે અંતર્યામી ઈશ્વરતત્ત્વ છે. આ ઉત્તર થયા પછી પુનઃ પ્રશ્નના ઉત્થાનને અવકાશ મળ્યો જાણી ગાર્ગી આગળના વાદ ચલાવે છે, અને પ્રશ્ન કરે છે કેઃ—

અંડકપાલથી ઉપર, અને અંડકપાલથી નીચે તથા તે બે મર્યાદાની અંદર રહેલા આકાશપૃથ્વી તથા તે બે મર્યાદાના અંદર રહેલું જે ભૂત, ભવિષ્યત અને વર્તમાન જગત્ કહેવાય છે તે શામાં ગુંથાયલું છે ? યાજ્ઞવલ્ક્ય કહે છે કેઃ—તે સર્વ આકાશમાં ગુંથાયેલું છે. તેજ રીતે દિક્‌વડે મર્યાદિત પદાર્થો, અને પૃથ્વીના મંડલના અંદરના તથા બહારના પદાર્થો પણ આકાશમાં ઓતપ્રોત એટલે ગુંથાયેલા છે.

ગાર્ગી પુનઃ પ્રશ્ન પુછે છે આ આકાશ શામાં ઓતપ્રોત છે ? યાજ્ઞવલ્ક્ય કહે છે કેઃ—

હે ગાર્ગિ, આ ક્ષરભાવવાળું આકાશ, બ્રાહ્મણો જે જે અક્ષરતત્ત્વ કહે છે તેમાં ગુંથાયેલું છે, આ અક્ષરતત્ત્વ સ્થૂલ નથી, અણુ નથી, હ્રસ્વ નથી, દીર્ઘ નથી, લાલ નથી, સ્નેહવાળું નથી, છાયાવાળું નથી, અંધકારવાળું નથી, વાયુવાળું નથી આકાશવાળું નથી, સંગવાળું નથી, રસવાળું નથી, ગંધવાળું નથી, નેત્રવાળું નથી, શ્રોત્રવાળું નથી, વાણીવાળું નથી, તેજવાળું પણ નથી, પ્રાણવાળું પણ નથી, મુખવાળું નથી, ભૂતમાત્રાવાળું નથી, તેની અંદર અને બહાર બીજું કંઇ નથી. તે કોઇને ખાતું નથી, તેને કોઈ ખાઇ જતું નથી—એવું સ્વપ્રતિષ્ઠિત અક્ષરતત્ત્વ છે, તેમાં આકાશ ઓતપ્રોત છે. આ આકાશના કારણરૂપ જે અક્ષરતત્ત્વ છે તે ઉપરનાં નિષેધ

વાક્યોથી શૂન્યરૂપ છે એવું સમજવાનું નથી, પરંતુ તે વિધિરૂપ સિદ્ધ-વસ્તુ છે. તે સિદ્ધવસ્તુ અથવા અક્ષર પોતાના આકાશમાં (ચિદંબરમાં) અંતર્યામીરૂપે એટલે ઈશ્વરરૂપે ભાસે છે, અને તે જ પોતે દેહમર્યાદામાં આવો ક્ષેત્રજ્ઞ અથવા જીવરૂપે ભાસે છે. આ અક્ષર-ચેતનાધાતુ અણુરૂપ પિંડ બને છે, તે જાતિનો ઘટક આત્મા બને છે એટલે મનુ બને છે, તે બ્રહ્માંડશરીરી વિરાટ્ બને છે, તે સૂક્ષ્મ બ્રહ્માંડના અભિમાની સૂત્રાત્મા અથવા હિરણ્યગર્ભ બને છે, તે જ ઇન્દ્રાદિ દેવજાતિ ધરે છે. તે જ પુનઃ અવ્યાકૃત આકાશ થાય છે, તે જ પુનઃ અવ્યાકૃતનો સાક્ષી બને છે. અને તે જ ઉંચામાં ઉંચો ઇશ્વર અને હલકો ગણાતો ક્ષેત્રજ્ઞ પણ બને છે.

**ઉપનિષદોની પર્યાલોચનાવડે ચિદાકાશનું રૂપ તથા ગુણ.**

ઉપરનાં ઉપનિષદોની પર્યાલોચનાથી આપણે ચિદાકાશના રૂપ તથા ગુણસંબંધમાં નીચેના નિર્ણયો કરી શકીએ છીએ:—

(૧) તે ચિદાકાશનું શરીર અથવા તનુ તે આનંદમય કોશ છે, અને આનંદની સ્ફૂર્તિ અથવા વિદ્યુત્ તે તેનો સ્વભાવધર્મ છે.

(૨) તે ચિદાકાશ, સમસ્ત પ્રણવની નાદ-બિંદુ કલાથી ગાજી ઉઠે છે અને તેવડે તેમાં દિવ્ય ક્ષોભ ઉત્પન્ન થાય છે.

(૩) તે ચિદાકાશનો ક્ષોભ નીચલી ભૂમિકામાં જે કિરણવડે ઉતરે છે તેનું ગુહ્યનામ ગાયત્રીમંત્રનું **ભર્ગ** છે. અને તે **પરો-રજાઃ**—કહેવાય છે.

(૪) આ ભર્ગ જેમાં ગર્ભરૂપે પ્રવેશ પામે છે તેવું આપણા **સ્થૂલદેહમાં રહેલું** ગુહ્ય હૃદયાકાશ છે અને ત્યાં આદિત્યમંડલના હૃદયનો અને જીવના હૃદયનો તારકયોગ બને છે.

(૫) તે **તારકયોગ** હૃદયાકાશથી સુષુમ્ણા નાડીદ્વારથી અંતરાલ ભેદી આદિત્યમંડલના હૃદયમાં અને ત્યાંથી આપણા હૃદયાકાશમાં વિદ્યુદ્વેગી હોય છે.

(૬) આ ચિદાકાશમાં બ્રહ્મલોકો ઓતપ્રોત છે, અને તે મુખ્ય ત્રણ વર્ગના છે:—**જનલોક, તપોલોક,** અને **સત્યલોક**

(૭) આ ત્રણ બ્રહ્મલોકમાં વસનારા અથવા ત્યાં ઉપાસનાબળથી સ્થિત થનારા જીવો અપાપ, અજર, અમર, અશોક, ક્ષુધારહિત, અને તૃષારહિત, સત્યકામ અને સત્યસંકલ્પ—એવા આઠ ગુણોવડે અલં-કૃત હોય છે.

(૮) તે ચિદાકાશમાં નીચલી ભૂમિકાના ચિત્તાકાશ અને તેના **મહર્** અને **સ્વર્** લોક, તથા ભૂતાકાશ અને તેના **ભુવર્** અને **ભૂ** (સમપાતાલસાથેનો) લોક-ઓતપ્રોત એટલે ગુંથાયેલા હોય છે. કોઇ પણ પદાર્થ તેના આધારસંબંધવિનાનો નથી.

(૯) આ પ્રમાણે સર્વ સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ વિશ્વના યોનિરૂપ આ ચિદાકાશ આધાર છે; તોપણ તે અક્ષરબ્રહ્મરૂપ જ્યોતિર્લિંગમાં આધેય બને છે.

(૧૦) ચિદાકાશ અને અક્ષરબ્રહ્મવચ્ચે શક્તિ અને શિવનો જેવો સંબંધ છે તેવો દાંપત્યસંબંધ છે. આ ચિદાકાશ અને અક્ષરબ્રહ્મ તેનું પ્રતીક તે **સાંબશિવ**નું બાહ્ય રૂપ છે.

અક્ષરબ્રહ્મના સ્વયંભૂ બલથી આનંદમય બનેલું ચિદાકાશ દિવ્ય-લોકો, ભોગ્ય, ભોગ અને ભોક્તાઓથી ભરેલું હોય છે એટલે કે દિવ્ય નામરૂપનું તે વહન કરી આકાશસંજ્ઞાને પાત્ર થાય છે. ચિદાકાશમાં અંતર્ગત થયેલા ત્રણ બ્રહ્મલોકો છે, જેને આગમોમાં અને પુરાણોમાં અનુક્રમે **સત્ય, તપઃ** અને **જન** એવાં નામ આપવામાં આવે છે. મહર્લોકના એટલે પ્રજાપતિલોકની મર્યાદાના અવધિએ જે આવરણમંડલ આવે છે ત્યાંથી જનલોકનો આરંભ છે. જનલોકના દિવ્યભોક્તાઓ ભોગ્ય પદાર્થોને માત્ર દૃષ્ટિબલથી ઉત્પન્ન કરી શકે છે. નવાં શરીરો પણ દૃષ્ટિમોહથી ઉત્પન્ન થાય છે. આ લોકના ભોક્તાઓ પંચભૂત અને અગીઆર ઇન્દ્રિયોના તથા મનના દ્રવ્યઉપર અધ્યક્ષપણું કરી શકે છે. તેથી પંચમહાભૂતના તથા ઇન્દ્રિયોના પ્રતિબંધો અને મર્યાદાઓ તેમને ભોગમાં અને જ્ઞાનમાં અટકાવ લાવી શકતાં નથી. તેમનાં ચિત્ત પંચતન્માત્રાનાં પરમાણુઓને ક્ષોભ પમાડી નવાં રૂપો અને નવાં નામોવાળા ભોગ્યો ઉત્પન્ન કરે છે. આ વિલક્ષણ સર્જનશક્તિ તે લોકના વસનારાને પ્રાપ્ત હોવાથી તે લોકની સંજ્ઞા **જન** લોક આપવામાં આવી છે. **જન્**=સર્જન કરવું-એ ધાતુમાંથી તે શબ્દ વ્યુત્પન્ન થયો છે. જનલોકમાં જે દેવવર્ગ છે તેનાં ચાર વ્યૂહો હોય છે. (૧) બ્રહ્મપુરોહિત, (૨) બ્રહ્મકાયિક, (૩) બ્રહ્મમહાકાયિક, (૪) અજરામરા. આ નામોવડે તે તે દેહ ધારણ કરનારના ગુણોનું સ્વરૂપ સમજી શકાય છે. એટલે કે આ દિવ્યભોક્તાઓ બ્રહ્મસ્વરૂપની પાસે લઇ જનાર ઉપદેશ આપનારા, રક્ષકો, અદ્દભુત નાના મોટા દેહધારણ કરનારા અને જરામરણવિનાના તેઓ હોય છે. તેમને દેહ છોડવો હોય

છે તે સ્વેચ્છાથી છોડે છે અને નવો સ્વેચ્છાથી ધારણ કરે છે.

જનલોકપછી ચિદાકાશમાં બીજો બ્રહ્મલોક આવે છે તેનું નામ તપોલોક છે. **तपस्** એટલે ઉંડું આલોચન. **यस्य ज्ञानमयं तपः**—એ શ્રુતિમાં જે અર્થ તપનો છે તે અર્થ અત્ર લેવાનો છે. આ લોકમાં સૃષ્ટિ સ્પર્શમાત્રથી થાય છે. આ સ્પર્શ વિષયના આલોચનવડે વિષય અને અભિમાનીવચ્ચે સંયોગસંબંધ કહેવાય છે. ચિત્તદ્રવ્યમાં અભિમાની જે વિષયના નામરૂપને ઉભું કરે તે નામ અને રૂપવચ્ચે આભિમાનિક સંબંધ ઉભો થતાં નામ અને રૂપ જ્ઞાતૃચેતનથી જૂદાં પડે છે, અને તે બે વચ્ચે જ્ઞેય અને જ્ઞાતાનો સબંધ એકદમ સ્ફુટ થાય છે. આ તપોલોકના વસનારા ઊર્ધ્વરેતા હોય છે એટલે નીચલી ભૂમિકામાં તેમનું સર્જનબલ મૈથુનક્રમથી ખપતું નથી, પરંતુ તેઓનું જ્ઞાનવીર્ય પંચતન્માત્રાના દ્રવ્યમાં વિખરાય છે, અને તેઓ તેવડે માનસપ્રજા ઉત્પન્ન કરી શકે છે. જેમ એક મત્સ્ય મહાસમુદ્રમાં અનંત કણોનું વિસર્જન કરી અનેક માદાઓને સગર્ભા કરે છે, તેમ પંચતન્માત્રાના અધિકરણમાં આ તપોલોકના ઊર્ધ્વરેતા તપોબલનું અથવા બ્રહ્મવર્ચસનું વિસર્જન કરે છે, અને તેનો વડે તન્માત્રાના પરમાણુઓ સાભિમાન થઇ પ્રવૃત્ત થાય છે. આ લોકના દેવસમૂહના ત્રણ વર્ગ પડે છે. ( ૧ ) આભાસ્વર, ( ૨ ) મહાભાસ્વર અને (૩) સત્યમહાભાસ્વર. આ નામો સ્પષ્ટ જણાવે છે કે આ અભિમાનીઓ પ્રકાશમય શરીરવાળા હોય છે. તેઓ કિરણો ફેંકનારા હોય છે. પંચ તન્માત્રાના આવરણમાં તેમના કિરણો નીચે, ઉંચે અને આડાં એમ ત્રણ રૂપે ફેલાતાં હોવાથી તેઓ ત્રણ શાખાના હોય છે.

આ જનલોકની મર્યાદાપછીનો ચિદાકાશના છેવટના લોકને સત્યલોક કહે છે. આ લોકના પરમ અધ્યક્ષને બ્રહ્મદેવ કહે છે, અને તેનું બીજું નામ કાર્યબ્રહ્મ છે, જયારે ચિદાકાશ જેને આશ્રિત છે એવો અક્ષર પદાર્થ તે કારણબ્રહ્મ છે. આ સમગ્ર બ્રહ્માંડના પરમ અધ્યક્ષ જે પરમવ્યોમમાં વસી અંડકટાહના સર્વ સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ શરીરોનું નિયમન કરે છે તેમના સ્વતંત્ર વ્યાપારવાળા મૂર્ધલોકમાં વસનારા એટલે સાયુજ્યમોક્ષવાળા અભિમાનીઓ માત્ર સંકલ્પદ્વારથી ભોગ્યસૃષ્ટિ ઉત્પન્ન કરી શકે છે, અને જેમ જનલોકમાં સૃષ્ટિનું અધિકરણદ્રવ્ય પંચતન્માત્રાઓ હોય છે અને સ્પર્શ નવાં શરીરોની ઉત્પત્તિમાં નિમિત્ત થાય છે, તેમ આ સત્યલોકમાં શુદ્ધ મહત્ અથવા

બુદ્ધિદ્રવ્ય અધિકરણ અથવા યોનિરૂપ થાય છે અને તેમાં અસ્મિતા અથવા અહંકાર ક્ષોભક નિમિત્ત થાય છે. આ સત્યસંકલ્પ અને સત્યકામ—સંકલ્પનો ઉદય અને સંકલ્પ કરેલા પદાર્થનો અથવા પ્રાણીનો ઉદય એટલાં ત્વરાથી થાય છે કે આપણને તેની કાર્યકારણની શંખલા બેસાડવી મુશ્કેલ પડે. જેમ મેઘધનુષ્યના રંગ જોતજોતામાં બદલાય છે અને રૂપાન્તર થાય છે, તેમ સંકલ્પનો ક્ષોભ અને કામનીસિદ્ધિ તીવ્ર સંવેગથી ચાલે છે. સંકલ્પક્ષણ અને કામસિદ્ધિની ક્ષણ તેમાં આપણા મનુષ્યલોકના તો યુગાંતરો સમાઈ જાય છે. આપણા લોકનો કાલક્રમ અને સત્યલોકનો કાલક્રમ વિલક્ષણ હોય છે. આપણાં અનંત વર્ષો તે જાણે નવા દિવસો હોય; આપણા અનંત દિવસો તે જાણે સત્યલોકવાસીની ક્ષણો હોય એવું વિવેકસાક્ષાત્કારથી સમજાય છે. આપણી ભૂમિકામાં ભવિષ્યમાં થવાના વ્યતિકરો સત્યલોકના ચિદાકાશમાં વર્તમાન કક્ષામાં હોય છે; આપણી ભૂતભૂમિકા તે સત્યલોકની નવા ભાવિની ભૂમિ હોય છે. આ સત્યલોકવાસી મહિમાવંતીઓના ચાર વ્યૂહ હોય છે અને તેનાં નામ રહસ્યવેત્તાઓ આ પ્રમાણે આપે છે:—

(૧) અચ્યુત, (૨) શુદ્ધનિવાસ, (૩) સત્યાભ, (૪) સંજ્ઞાસંજ્ઞી. અચ્યુત અભિમાની એટલે જેમને સવિતર્કસમાધિ સિદ્ધ થઈ છે તેવા. શુદ્ધ નિવાસ એટલે જેમને સવિચાર સમાધિ સિદ્ધ થઈ છે તેવા; સત્યાભ એટલે જેમનો આત્મા—પ્રકાશશક્તિ—સાનંદસમાધિવાળો હોય છે તેવા; અને સંજ્ઞાસંજ્ઞી—એટલે પૃથક્ દેખાય ન દેખાય તેવા સાસ્મિતા સમાપત્તિવાળા.+

આકાશના આ પ્રકારે ભૂતાકાશ, ચિત્તાકાશ, અને ચિદાકાશ એવા ત્રણ વિભાગ પડે છે. અને તે પ્રત્યેકમાં ગ્રાહ્ય, ગ્રહણ અને ગ્રહીતા—ભોગ્ય, ભોગ, અને ભોક્તાની કેવી ચમત્કૃતિ છે તેનું સામાન્ય ચિત્ર આલેખવાનો આ પ્રયત્ન છે.

નર્મદાશંકર દેવશંકર મહેતા.

---

+ આ ચાર સમાપત્તિ અથવા સમાધિનાં સ્વરૂપો અને ફલો-બાબત વિશેષ માહિતીસારૂ જુઓ-હિંદતત્ત્વજ્ઞાનનો ઇતિહાસ-પૂર્વાર્ધ પૃષ્ઠ ૭૦ થી ૭૬

॥ ॐ श्रीं ॥

# सद्विचार शतक.

१.

તમે બીજી સર્વ રીતે ભલે બલવાન્ હો, પરન્તુ જો અંતરથી યથાર્થ નિર્ભય નથી તો જાણજો કે કોઈ વિલક્ષણ સમયે તમે અણધાર્યા એકાએક અત્યંત દુર્બલ બની જશો. દુર્બલતા એ એક મોટો દોષ છે, અને તેમાં પણ મોટા પુરુષનો તો તે એક મોટામાં મોટો દોષ છે. દુર્બલતાનો જય ન કરનાર મનુષ્ય યથાર્થ વિજયી નથી. અને દુર્બલતા નિર્ભયતાથી જ પરાસ્ત થાય છે. તમારે નિર્ભયનાનો રણકાર કરવો છે ? હૃદયમંદિરમાં પ્રવેશો. ત્યાં જ નિર્ભયતાનો ઘંટ છે. વગાડો, તેના અદ્‌ભુત ખુમારીમય રણકારથી તમારા અણુઅણુને નિર્ભયતાથી ભરી દો. તમારા હૃદયમંદિરમાં જ પરમ નિર્ભય પુરુષ વિરાજે છે. તેના મંદિરના ઘંટમાં જ યથાર્થ નિર્ભયતાનો નાદ છે. ઉતરો, આ ક્ષણે જ ઉતરો તે હૃદયમંદિરમાં કે જ્યાં તમે નિર્ભયપુરુષનાં દર્શન કરી શકો છો. શ્રવણ કરો તે હૃદયમંદિરનો ઘંટનાદ-તમે નિર્ભય છો, નિર્ભય છો, નિર્ભય કો, એમ પ્રત્યેક ટંકારમાં તે કહ્યા જ કરે છે. એ ટંકારસાથે તાલબદ્ધ થઇ તમે ગાઓ કેઃ

મહાલુ છું મહા મસ્તીમાં, પ્રભુસાન્નિધ્યે મુજ,
અંતર બહિર્ સકલ સ્થળે, નિર્ભય નિર્ભય છું જ.

આવી નિર્ભયતા મેળવવી એ તમારો જન્મસિદ્ધ હક્ક છે.

૨.

બંધુઓ ! નથી, આત્માવિના બીજે ક્યાંય વિપુલતા, બુદ્ધિની વિપુલતા, સામર્થ્યની વિપુલતા, ઐશ્વર્યની વિપુલતા, બધું આત્મામાં જ છે. વિપુલતાવિના જીવન ઝાંખુ રહે છે ઝાંખું જીવન કોઇનો પ્રકાશક બની શકતું નથી. તેને પોતાનો માર્ગ પણ સૂઝતો નથી. સંકુચિતપણું ત્યારે જ છૂટે છે કે જ્યારે આત્માના પ્રદેશમાં આવી શકાય છે. આ મારું, આ પારકું એવી સંકુચિતદૃષ્ટિ ત્યારે જ

વિશાલ દષ્ટિરૂપે થાય છે કે જ્યારે આત્માની દિવ્ય, જ્યોતિનાં સુરમ્ય રશ્મિઓ તેના ઉપર પડે છે. કયા કેવલ શબ્દજ્ઞાનીમાં ' મારાથી પર કોઇ નથી ' એવું વિપુલ જ્ઞાન અનુભવરૂપે પ્રકાશ્યું છે ? જીવત્વના પાશથી જકડાયેલા કયા મનમાં, કોઈનામાં ન્યૂનતા જોતાં "હશે, કાલ એ પણ નિર્દોષ થશે " એવા ભાવથી શાંતિ અને સ્નેહની વૃત્તિ ઉદ્‌ભવી છે ? આત્માના સંબંધવિના—જાણ્યે અજાણ્યે પણ થયેલા સંબંધવિના—કોઇનામાં કદી વિપુલતા પ્રકટતી નથી. આત્મામાં સંકુચિતતા નથી, ન્યૂનતા નથી, અલ્પપણું નથી, અશક્તિ નથી. તમારામાં સર્વ ઉત્કૃષ્ટ ગુણોની વિપુલતા પ્રકટાવવી હોય તો આત્માભિમુખ થાઓ, અને ગાઓ કે:--

સર્વ પ્રકારે પૂર્ણ હું, નથી હું સંકુચિત,
આત્માપ્રતિ અભિમુખ થઇ, લહું વિપુલતા નિત્ય.

૩.

દુર્બલતા એ તમારે માટે નથી. દુર્બલતા આત્માનો વારસો નથી. આત્માનો વારસો બલ છે. જીવત્વનો વારસો દુર્બલતા છે. જે મનુષ્ય પોતાને આત્માના વારસદાર માને છે, તે દુર્બલતાને કદી સ્વીકારતો નથી. જીવત્વના વારસદારતરીકે પોતાને માનનાર જ દુર્બલતાને પોતાનામાં સ્થાન આપે છે—દુર્બલતાથી દબાય છે. દુર્બલતા એ નિરભિમાન છે. એવું જોઇને માની બેસતા. મનુષ્યમાં ઘણા દોષો દુર્બલતાને લીધે આવે છે, કેમકે દુર્બલતાના દોષો એ સંતાન છે. જેમ જેમ અધિક સહવાસ દુર્બલતાસાથે કર્યો, તેમ તેમ અધિક અધિક દોષો પ્રકટે જ છે. જ્યાંસુધી જીવત્વનું અધિક ચિંતન થશે ત્યાંસુધી દુર્બલતા પણ કર્મે લખાયેલી જ જાણવી. અને એક વખત એક કામમાં પ્રકટાવેલી દુર્બલતા બીજી વખતે પૂર્વના કરતાં હલકી જાતનું કામ હશે તો તે સિદ્ધ કરવામાં પણ તે પ્રકટવાની જ. જીવત્વનું ચિંતન તજો, અને દુર્બલતા આપોઆપ જતી રહેશે; આત્માપ્રતિ ઘડીએ ઘડીએ દષ્ટિ ફેરો-સ્થૂલ દષ્ટિ નહિ, પણ જેનાથી આત્માનું ભાન થાય છે તે દષ્ટિ તેના તરફ ફેરો. એ આત્મા તમને સર્વસામર્થ્યસંપન્ન કરશે. કારણ કે:—

જેમ અગ્નિને તાપતાં, શૈત્યનિવૃત્તિ થાય,
તેમ આત્મસંગી થતાં, બહુ બલ અનુભવાય.

૪.

તમે પથ્થરને પૂજો છો કે ચૈતન્યને ? તમે મૃત્યુને ઇચ્છો છો કે જીવનને ? તમે કેદમાં રહેવા માગો છો કે સ્વતંત્રતામાં ? તમે પૂજો છો ચૈતન્ય, ત્યારે તમારા જીવનમાં તો ઉત્સાહરૂપ ચૈતન્ય છોડી નિરુત્સાહરૂપ પાષાણને સેવતા જણાઓ છો. તમે ઇચ્છો છો જીવન અને નિરુત્સાહરૂપ મૃત્યુને તો નિરંતર સમીપ અને સમીપ જ રાખો છો. રહેવા માગો છો સ્વતંત્રતામાં અને નિરુત્સાહની બેડી તો ક્ષણભર પણ અળગી કરતા નથી. શું તમે નથી જાણતા કે ઉત્સાહ એ જ ચૈતન્ય, જીવન અને મુક્તત્વ છે ? અપવાદરૂપ એક પણ દૃષ્ટાંત આપશો કે નિરુત્સાહ સેવનાર પુરુષે કંઇપણ અસાધારણ કે મહત્ કાર્ય કર્યું છે ? એવો એક પણ નિરુત્સાહી છે કે જે જીવનમાં સુખી છે ? છે એવો એક પણ નિરુત્સાહી નર કે જેણે પોતાનું કે પારકાનું કંઈ પણ હિત કર્યું હોય ? તમારે તમારૂં હિત કરવું છે. પારકાનું કરવું છે. પણ તમારા નિરુત્સાહે એ કાર્ય કરવાનું કબુલ રાખ્યું છે ? નિરુત્સાહના પ્રત્યેક કારણને દબાવો. ઉત્સાહના પ્રત્યેક કારણને ઉપજાવો, અને કોઈ ક્ષણે અંતરમાં સહજ પણ નિરુત્સાહનું અંકુર ઉઠતું જણાય તો તે જ ક્ષણે એ નિરુત્સાહનો તિરસ્કાર કરતાં બોલી ઉઠો કેઃ—

મુજ અણુ અણુમાં કણુકણે, પ્રખર પરમ ઉત્સાહ,
નહિ નહિ કદી પ્રસી શકે, નિરુત્સાહરૂપ ગ્રાહ.

૫

તનની સુખશય્યા તો તળાઇ છે, પણ મનની સુખશય્યા તો શ્રદ્ધા છે. એ સુખશય્યામાં તમારા મને કદી મોજ માણી છે ? શ્રદ્ધાની શય્યામાં શયન કરનાર ખરૂ જ નિર્ભય હોય છે. તેને પોતાને માથે કશો ભાર લાગતો નથી. શ્રદ્ધા તેનું સર્વ પ્રકારે રક્ષણ કરી તેને નિશ્ચિંત રાખતી જણાય છે. પરંતુ આવી શ્રદ્ધા મંદ પુરુષાર્થી ધારણ કરી શકતા નથી. શ્રદ્ધા એ અજય્ય શસ્ત્ર છે. તેમ તેને ધારણ કરનાર પણ અપ્રતિહત વીર સાધક હોવો જોઈએ. પ્રયત્ન કરતાં વીરવિજયચન્દ્રે જેમ ત્રિભુવનવિજયીખડ્ગ પ્રાપ્ત કર્યું હતું, તેમ પ્રયત્ન કરતાં તમે શ્રદ્ધાને પ્રાપ્ત કરી શકશો. શ્રદ્ધા એ સંપત્તિ છે. લૌકિકસંપત્તિ જગતમાં આશ્ચર્યકારક કાર્યો કરે છે તો આ દૈવીસંપત્તિ

શું ન કરી શકે ? સુધાસ્રોતસ્વિનીનું વચન તમારા હૃદયપટઉપર છે ને કે "શ્રદ્ધાખરી તેને નથી, કરવાનું કાંઈ મથી મથી, કાં જે ત્રિભુવનના પતિ, તેને સદા અનુકૂલ છે-શ્રદ્ધા સકલ સુખમૂલ છે, શ્રદ્ધાવિના બધું ધૂળ છે." શ્રદ્ધામાં વ્યવહાર કરો, શ્રદ્ધામાં ધર્મકાર્ય કરો, શ્રદ્ધામાં ખાઓ પીઓ, શ્રદ્ધામાં હરો ફરો, અનુકૂળ પ્રતિકૂળ સર્વ સ્થિતિમાં શ્રદ્ધામાં જ રહો. સર્વ સમયે અંતઃકરણના બલપૂર્વક બોલો કેઃ—

**श्रद्धास्माकं परं बलम्**-શ્રદ્ધા એ અમારૂં પરમ બલ છે.

૬

આ જન્માંત ધારણ કરી રાખેલા શુદ્ધ ઉચ્ચ લક્ષ્યના અસાધારણ સામર્થ્યને જરા પણ વિસરશો નહિ. આંમળાનો મુરબ્બો જેમ જૂનો તેમ ગુણકારી મનાય છે, તેવી જ રીતે નૈરન્તર્યપૂર્વક દીર્ઘકાળસુધી એક શુદ્ધ ઉચ્ચ લક્ષ્યનું સેવન કર્યું હોય છે, તો તેનું બળ અપ્રતિમ પ્રકારનું જામે છે. અખંડ સત્યના લક્ષ્યનું ધારણ તથા પાલન કરનાર હરિશ્ચન્દ્રના સામર્થ્યથી કોણ અજાણ્યું છે! બ્રહ્મચર્યનું વિશુદ્ધ લક્ષ્ય સેવી તેનું આગ્રહથી પાલન કરનાર ભીષ્મપિતાના બલની કોને ખબર નથી! દીર્ઘકાલસુધી નિરંતર એક લક્ષ્યને વૃત્તિમાં આરૂઢ રાખ્યા કરવાથી તમે સ્વભાવથી જ ઉચ્ચ અને પુનઃ જ્યાંથી કદી પતન ન થાય એવી સ્થિતિપ્રતિ અરોધ્યપણે આકર્ષાયા કરો છો. ઉચ્ચ લક્ષ્યનું નિરંતર ધારણ એ એવું ચુંબક છે કે જે તમને અવશ્ય કરીને ઉચ્ચદશા તથા સિદ્ધિને પ્રાપ્ત કરાવ્યાવિના રહેતું જ નથી. ન ચૂકશો, ગમે તેમ થાય તો પણ તમારા ઉચ્ચ લક્ષ્યને. ભવિષ્યનો કાલ એ તમારી લક્ષ્યસિદ્ધિનો કાલ છે. જાણજો કેઃ–

સર્વ સિદ્ધિપ્રદ માર્ગ છે, વિશ્વવિષે પ્રત્યક્ષ;<br>"કશાથી પણ નહિ છોડવું, અંતરથી સલક્ષ્ય."

૭.

દેશવટો દઇ દો પેલી દુર્બલતાને કે જેણે તમારા જીવનને શિવત્વમાંથી જીવત્વમાં આણ્યું, આનન્દમાંથી ક્લેશમાં સ્થાપ્યું, ઊર્ધ્વગામીમાંથી અધોગામી કર્યું, સશક્તમાંથી અશક્ત બનાવ્યું, જરા પાછા વળીને તમારા અણુઅણુમાં ફરી વળો. કહો, કોઇપણ જગા દુર્બલતાવિનાની છે? અને તેમ છતાં ક્યાંહી પણ પ્રયોજન છે? નથી જ. તમારા વિચારમાં દુર્બલતા, આચારમાં દુર્બલતા, નિશ્ચયમાં દુર્બલતા,

અભ્યાસમાં દુર્બલતા, તનમાં દુર્બલતા, મનમાં દુર્બલતા, હૃદયમાં દુર્બલતા, મગજમાં દુર્બલતા, બોલવામાં દુર્બલતા, ચાલવામાં દુર્બલતા! આ બધું શા માટે? શું તમારા સામ્રાજ્યની અધીશ્વરી દુર્બલતા! હાર! હરિ! નહિ નહિ, એની લેશ પણ જરૂર નથી. એ દુર્બલતાએ તમને ધનવાન થવાને બદલે નિર્ધન નિરામયને બદલે રોગી, વિદ્વાનને બદલે મૂઢ, નિઃસંકુચિતને બદલે ચીમડાયેલા ચીભડા જેવા સંકુચિત, ઉત્સાહીને બદલે મંદ, બનાવ્યા છે. ખુમારીને ખસેડી દીનતાને તમારામાં દાખલ કરનાર એ જ દુર્બલતા, તમારી શ્રદ્ધાને હચમચાવનાર એ જ દુર્બલતા. તમે સબલાશ્રયીને નિરાધાર બનાવનાર પણ એ જ, તમારી તેજસ્વિતાને હરી લઇ નિસ્તેજતા પ્રકટાવનાર પણ એ જ. દુર્બલતા શા માટે? તમારા અણુઅણુમાં સબલતાને પ્રેરો. દુર્બલતાને દૂર કરનાર એક જ માર્ગ છે, અને તે તમારા સ્વરૂપસામર્થ્યનું ચિંતન. 'રોગ અને શત્રુ ઉગતા જ ડામવા' એવું જનકથન છે. દુર્બલતા એ રોગ અને શત્રુ ઉભય છે. એ ફેલાયા પછી દબાવવી કઠિન છે. હવેથી તેને ફેલાવા ન દેશો. બલવાન્ બનો, શરીર, મન, આ માનબધાંથી બલવાન્ બનો. તમે જાણો છો? દુર્બલતામાં બલને પ્રેરનાર તમે જ છો. તેનામાંથી તમારા બલને પાછું ખેંચી લો. તમારા આત્માપ્રતિ જુઓ. તેના સામર્થ્યને નિહાળો, ત્યાં સ્થિર થઇ તે જ આત્મા તમે છો એમ જોતાં દઢતાપૂર્વક વદો કે:

> પરમ સબલ હું છું સદા, સચ્ચિત્ પારાવાર,
> કરતા મને અબલ, નથી,—દુર્બલતાના ભાર.

## ૮.

અન્ય મનુષ્યોકરતાં તમારે ઉત્તમ થવું છે? તો તેમણે તમારા તરફ જેવું વર્તન સેવ્યું છે, એવું જ વર્તન તેમના સામું સેવવાથી તમે ઉત્તમ નહિ બનો. પરંતુ તેમણે જેવું કર્યું હોય તેના કરતાં ઉત્તમ પ્રકારનું વર્તન તેમના પ્રતિ કરવાથી જ તમે તેમના કરતાં વધારે ઉત્તમ થશો. ઉત્તમ થાઓ—સર્વોત્તમ થાઓ, બીજાઓને સર્વોત્તમ આપીને, બીજાપ્રતિ સર્વોત્તમનો નિઃસ્વાર્થપણે વરસાદ વરસાવીને. સર્વોત્તમનો તમારામાં ટોટો નથી. સર્વોત્તમને આપવામાં કશો પણ સંકોચ ન ધરશો. જેમ જેમ તમારામાંથી તે કાઢતા જશો. તેમ તેમ તમારામાં તે વધતું જશે. કશું પણ સારૂં આપ્યા વિના, કશું પણ

સારૂં કર્મો વિના સર્વોત્તમ થવાની ઇચ્છા કરવી એ મોટું પાપ છે. સર્વોત્તમ આપ્યા પછી કોઇ તમને સર્વોત્તમ કહે તો તે શ્રવણ કરવામાં કશો દોષ નથી, પરંતુ તે પહેલાં જો કોઇ કહેવા આવે તો તમારા કાનને તેના તરફ જરા પણ લંબાવશો નહિ. એમ કરીને તમારા કાનમાં એ અમૃતના બહાને વિષ જ રેડે છે. આ જ હોવું જોઇએ તમારૂં જીવનસૂત્ર કેઃ

ઉત્તમ કાર્ય કરીશ હું, થાવાને ઉત્તમ,
ઉત્તમ ગ્રહેતા પુર્વ હું, દઇશ સર્વોત્તમ.

૯.

જીવંતપણું એ તમારો સિદ્ધસ્વભાવ હોવો જોઇએ. નિર્જીવપણું રાખ્યાથી કોઈ જીવંત કાર્ય થાય છે? સાધનનો અભ્યાસ, ન જાણશો બંધુઓ! કે સુગમ છે, તેમ ન જાણશો તેને કઠિન કે જે જીવંત છે. મોઢાપરથી માંખ પણ ન ઉડે એવા કયા પુરુષે અલવ ન્ સાધન સાધ્યાં છે. અને ફળનાં ગાંસડાં બાંધ્યા છે? નથી સાંભળ્યું પ્રાચીન કવિનું વચન કેઃ—

"હરિનો મારગ છે શૂરાનો, નહિ કાયરનું કામ જોને.
મહિથી પહેલાં મસ્તક મૂકી, વળતાં લેવું નામ જોને."

જીવંતપણું એ પુરુષત્વ છે, નિર્જીવપણું—કાયરતા—એ બાયલાપણું છે. જીવંતપુરુષ જ કોઈ પ્રકારનો પુરુષાર્થ કરી શકે છે. પુરુષાર્થ કરનાર જ જીવંત પુરુષ છે. જીવંતપણું તે જ છે કે જે મનુષ્યને ઉચ્ચ અને ઉચ્ચ કર્ત્તવ્યમાં જોડેલો જ રાખે છે. જીવંતપણાનો સહજ અભાવ થતાં જ શ્રીકૃષ્ણે અર્જુનને શું કહ્યું છે?

क्लैब्यं मा स्म गमः पार्थ नैतत्त्वय्युपपद्यते ।
क्षुद्रं हृदयदौर्बल्यं त्यक्त्वोत्तिष्ठ परंतप ॥

"અન્યને તાપ પમાડવાનો સિદ્ધસરખો સ્વભાવ છે જેનો એવા હે અર્જુન! આવી કાયરતા ન કર, એ તારાસરખાને શોભતું નથી. હૃદયની દુર્બળતા (એ જ નિર્જીવપણું) તજી દે, અને ઉઠ ઉઠ."

'મારાથી આ તે કેમ થશે' 'મારાથી હવે આ કેમ સહન કરાશે,' 'હવે મારૂં શું થશે.' 'હજી તે મારે શું શું જોવાનું ભોગ-

વવાનું બાકી હશે '—આવા વિચારો એ હૃદયદૌર્બલ્ય છે, એ જ નિર્જીવતા છે. એવી નિર્જીવતામાં આત્માની જ્યોતિ ઝગતી નથી. જ્યાં આત્માની જ્યોતિ ઝગતી નથી, ત્યાં જીવંતપણું હોતું નથી, જીવંતપણું એ આત્માનો ગુણ છે, આત્મા જેટલો પ્રકાશ પામે છે, તેટલું જીવંતપણું વિકસે છે. સાધન સધાતાં ન હોય, સફલતાને પામતાં ન હોય તો તેનું કારણ કોઈને જ ન પૂછશો. એક અને કેવલ એક જ કારણ છે: તમારામાં જીવંતપણું નથી. નિર્જીવતા ત્યજો-જીવંત થાઓ, સાધનસિદ્ધિ સહજમાં થશે.

જીવંતપુરુષ નથી બોલતો કે 'મારાં સાધન હું કેમ સાધીશ?' ન હોય એ જીવંતપુરુષનો ઉદ્ગાર કે 'મારાં સાધન કેમ સફલ થતાં નથી?' નથી એ વિચાર જીવંત પુરુષનો કે 'મારાં સાધનોથી મને ધાર્યું ફળ મળશે કે કેમ ?'

જીવંતપુરુષની દૃષ્ટિમાં એક જ ચિત્ર રમ્યા કરે છે: સફલતા. જીવંતપુરુષના ચિત્તમાં એક જ ચિંતન હોય છે: અભ્યાસ. જીવંત-પુરુષના માનસગ્રંથમાં એક જ શબ્દ છે: સિદ્ધિ. તમારા હૃદયપટ-ઉપર કોતરી રાખો કે:—

## जीवंतपणुं ए मारो स्वभावसिद्ध धर्म छे.

૧૦

પુરુષાર્થ ! સબલ પુરુષોનો પરમ પ્રિય શબ્દ, આગ્રહી પુરુષનો પ્રાણ, ક્રિયાસિદ્ધિને ઇચ્છનારનો દીપક, શ્રેયસ્સાધકોનો ગમનમાર્ગ ! ધન્ય તો જીવન તેનું જ છે કે જેના અણુ અણુ અખંડ બોલી ઉઠે છે પુરુષાર્થ, પુરુષાર્થ, પુરુષાર્થ. હૃદયનું તે જ ધબકવું સાર્થક છે, જેના પ્રત્યેક ધબકારાની સાથે પુરુષાર્થ, પુરુષાર્થ, પુરુષાર્થ, એમ થયા જ કરતું હોય છે. ચિત્ત તો તેને જ કહેવું કે જેના ચિંતનમાં પુરુષાર્થનો જ અખંડ ગુંજારવ થયા કરે છે. છે તમારા ચિત્તનું ચિંતન આવું, શ્રેયસ્સાધકો ? પુરુષાર્થનો અખંડ ઉદ્ઘોષ શું તમારી આંતર વાણી કર્યા જ કરે છે ? તમારૂં કર્તવ્યપ્રેરક મન સર્વમાં " પુરુષાર્થનો અવકાશ છે, પુરુષાર્થનો અવકાશ છે. " એવું સ્વીકારે છે ? જો નહિ તો જાણજો કે તમે નામમાત્રના જ શ્રેયસ્સાધક છો. હીરા કહેવાઓ છો પણ કાચના. શ્રેયસ્સાધક એટલે પુરુષાર્થમાં જ રત રહેનારા, શ્રેયસ્સાધક એટલે પુરુષાર્થની જ પ્રતિજ્ઞા લેનારા, શ્રેયસ્સાધક એટલે પુરુષાર્થ ઉપર જ વારી જનારા, શ્રેયસ્સાધક એટલે

પુરુષાર્થના જ સમરાંગણમાં ઘુમનારા, શ્રેયસ્સાધક એટલે પુરુષાર્થને અર્થે જ અંતરથી વ્યવહારવટો ( જેમ દેશવટો લે છે તેમ ) લેનારા, ટુંકામાં શ્રેયસ્સાધક એટલે પુરુષાર્થમાટે જ જીવી જાણનારા.

પ્રાણ નથી તો શરીર સજીવન નથી, પુરુષાર્થ નથી તો તે શ્રેયસ્સાધક નથી.

પુરુષાર્થ એ પ્રયત્નશીલોનો મન્ત્ર છે, પુરુષાર્થ એ સિદ્ધિમન્દિરની કુંચી છે, પુરુષાર્થ એ પરમેશ્વરની સેવા છે.

શ્રેયસની સિદ્ધિને ઇચ્છનારાઓ ! પુરુષાર્થવિના શ્રેયસ સધાતુ નથી. પુરુષાર્થને પ્રમલપણે સાધો. ઇશ્વરાનુગ્રહ પામો, ઇશ્વરસ્વરૂપ થઇ રહો. ત્યારે શું સમજવાનું ? આ:

છો સર્વ વિપરીત ભાસતું, છો ધાર્યું પામી શકાય ના,
છો અલ્પ શક્તિ ભાસતી, શું કરવું તેહ જણાય ના;
તોપણ ન લેશ ડગાવવી, અંતરથકી દઢ આશ જે,–
'પુરુષાર્થનો અવકાશ છે: પુરુષાર્થનો અવકાશ છે.'

૧૧

જે તનમનને મિથ્યા વિકલ કરે છે તે પુરુષાર્થ નથી. નીરસપણે જે કાર્ય થાય છે તે પુરુષાર્થ નથી. અશ્રદ્ધાથી કે અર્દ્ધ શ્રદ્ધાથી જે પ્રયત્ન થાય છે તે પુરુષાર્થ નથી કટાણા મોએ 'સત્રામવસીનો અધમણીઓ ઝંસવો તે ઝાંસવો' એ રીતે થતો યત્ન તે પુરુષાર્થ નથી. કેવળ ફળની લાલસાઉપર જ દૃષ્ટિ રાખી આનંદની ઊર્મિવિના થનારો પ્રયાસ તે પુરુષાર્થ નથી. મનુષ્યને જે ક્રમે ક્રમે ઉંચે ચઢાવતો નથી તે પુરુષાર્થ નથી. મનુષ્યને મનુષ્યત્વમાંથી દેવત્વમાં સ્થાપતો નથી તે પુરુષાર્થ નથી, મનુષ્યને શરીર, મન, ધન, સ્થિતિ વગેરેમાં પરિણામે સ્વતંત્ર કરતો નથી, પરંતુ બંધનમાં જ રાખે છે તે યથાર્થ પુરુષાર્થ નથી, મનુષ્યમાં જાગ્રતિ, ઉલ્લાસ, નિર્ભયતા, નિષ્ઠા અને થોડા અંશમાં પણ ઊંડાણની તૃપ્તિ પ્રકટાવતો નથી એ પુરુષાર્થ નથી. શ્રમનું જ જેમાં અધિક પ્રમાણમાં ભાન થાય તે વાસ્તવ પુરુષાર્થ નથી.

યથાર્થ પુરુષાર્થ તે જ છે કે જે એક કર્યા પછી બીજા પ્રયત્નમાં વધારે ઉત્સાહ ઉપજે છે, પુરુષાર્થ તે જ છે કે જે સાધવામાં ક્રમે ક્રમે વધારે અને વધારે રસ પ્રકટતો જાય છે. પુરુષાર્થ તે જ છે

જે ઉપરથી ભલે ફળની પ્રતીતિ ન થતી જણાય તો પણ અંતરના ઉંડાણમાંથી કોઈ કહેતું હોય કે જે કંઈ થાય છે તે ઠીક થાય છે. સાચો પુરુષાર્થ તે જ છે કે જે આગળના એક પગલાને સ્વતઃ સમજાવી દે છે. પુરુષાર્થ તે જ છે કે જે અંતરમાંથી જ સામર્થ્યનું ભાન કરાવતો આવે છે. પુરુષાર્થ તે છે કે જેને સાધવામાં શાંતિ રહે છે. યોગ્ય પુરુષાર્થ એને જ જાણવો કે જે મનુષ્યને પોતાના ઉપર જ આધાર રાખવામાં સહાયભૂત થતો હોય. ખરો પુરુષાર્થ તેને જ ગણજો કે જે મનુષ્યના જીવનમાં ઉચ્ચ ફેરફાર સ્થાયીપણે કર્યે જતો હોય, તેને જ માનો સાચો પુરુષાર્થ કે જે મનુષ્યને અખંડ કોઈ ઉચ્ચ વસ્તુસાથે જ સંબંધવાળો રાખતો હોય. દીનતા, દુર્બલતા ચિંતા, શોક, ભયાદિને ત્યજાવતો હોય, શ્રદ્ધા, ભક્તિ, સન્નિશ્રમ દૃઢતા, અદ્ભૂત ધૈર્ય સધાવતો હોય, દોષદર્શનથી પરનિંદાના કથનના રસમાંથી, ભવિષ્યમાટેના શંકિત વિચારોમાંથી. મનુષ્યને અટકાવીને ઈશ્વરવિષે અચલ પ્રેમ સ્થપાવતો હોય, વિદ્યાના મર્મમાં મતિને પ્રેરને કોઈ પ્રતિબંધ તથા સંશયથી રહિત કરતો હોય મિથ્યા વાદોમાં નહિ પરંતુ સત્યનો અનુભવ કરાવતો હોય તથા વિકારોથી દૂર કરતો હોય. સ્વરૂપમાં દિવ્ય પુરુષાર્થ તે જ છે જે મનુષ્યને નરનો નારાયણ કરતો હોય. જાણો કેઃ

તે જ ખરો પુરુષાર્થ જે, આપી સઘળી રહાય.
પુરુષાર્થીને રાખતો, અચલ ખુમારીસહ્ય.

૧૨.

પુરુષાર્થ હવો અશક્ય નથી. આવા પુરુષાર્થને સધાવનાર એક જ વસ્તુ છેઃ તીવ્ર ઈચ્છા. તીવ્ર ઇચ્છા ગમે તેવા પ્રમાદીને ઉગ્ર પુરુષાર્થી બનાવે છે, ગમે તેવા કાયરને શૂર કરે છે, નિર્વેદી અથવા ઉદાસી પામેલા પુરુષને પણ ઉત્સાહ પ્રકટાવે છે, હારી બેઠેલામાં હિંમત આણે છે, નિર્બલમાં બલ ઉપજાવે છે, અત્યંત સુકુમારને દારુણ તિતિક્ષા સહન કરાવે છે—સ્વલ્પમાં તીવ્રેચ્છા મનુષ્યમાં ગમે તેવો ઉત્કૃષ્ટ ફેરફાર કરે છે. પરંતુ આ ઇચ્છા સાધારણ નહિ હૃદયને કોરી નાંખે એવી તીવ્ર હોવી જોઇએ. જ્યાંસુધી ધારેલી ધારણા સફલ ન થાય ત્યાંસુધી તેને બીજું કશું જ ગમતું નથી. ખાવું પીવું, હરવું ફરવું વગેરે સંસારના કોઈ પણ વ્યવહારમાં તેને રસ પ્રકટતો

નથી, કશામાં તેનું ચિત્ત જોડાતું નથી; ભુખ્યાને જેમ અખંડ ભુખનું ભાન રહ્યા કરે છે, તેમ તીવ્ર ઈચ્છા પ્રકટેલા મનુષ્યને તેની ઈચ્છાનું જ અખંડ ચિતન રહ્યા કરે છે. પુરુષાર્થને સધાવનાર આવી તીવ્રેચ્છા જ છે. મનને કહો કેઃ

રે મન ! ઇચ્છે સાધવા, દૃઢ અવિરત પુરુષાર્થ,
તીવ્રેચ્છા પ્રકટાવ તો, સધાય સ્વાર્થ પરાર્થ.

૧૩.

પરંતુ તીવ્રેચ્છા પ્રકટવી સહેલી નથી એમ તમને લાગે છે, નહિ ? છતાં તે કેવલ સત્ય નથી. ક્રમે ક્રમે મનુષ્ય તીવ્રેચ્છા પ્રકટાવી શકે છે, હલકા વિષયમાં ઘણી વખતે તીવ્રેચ્છા પ્રકટયાનો શું તમને અનુભવ નથી થયો ? તે વિષયોમાં એવી તીવ્રેચ્છા શાથી પ્રકટતી ? તમે કહેશો પૂર્વના ઘણા કાળના સંસ્કારોથી. પરંતુ તેવા સંસ્કારો શાથી પડયા ? તેનું એક જ કારણ છે કે તેવા પ્રકારનું ચિંતન કરવાથી. આજે તમે બીજા પ્રકારનું ચિંતન કરો તો તેવા સંસ્કાર પડે, એ સંસ્કારનું બળ વધતાં તેને અનુકૂલ તીવ્રેચ્છા અંતરમાં જાગ્રત્ થાય. કોઈ પણ વસ્તુનું અધિક ચિંતન ક્યારે થાય છે કે જ્યારે તેમાં પોતાની ઇચ્છાને અનુકૂળ ગુણ જોવામાં આવે છે ત્યારે. આથી જો તમે આજ પણ ગુણને જોવાવાળા થાઓ તો તમને સ્વભાવથી જ તેનું ચિતન થયા કરવાનું. જે વસ્તુની તીવ્રેચ્છા પ્રકટાવવી છે, તેના ગુણનું સ્મરણ કરો, તે વસ્તુનું ગુણયુક્ત ચિત્ર વારંવાર રચ્યા કરો, અને અંતરથી તેને જુઓ-તેમાં તન્મયતા પામતા જાઓ. જેમ જેમ અધિક અધિક ગુણને તેમાં તમે જોતા જશો, તેમ તેમ તેમાં અધિકાધિક મોહ પ્રકટતાં સ્વભાવથી જ તેનું ચિંતન વિશેષપણે થશે, અને વિશેષ ચિંતન થતાં તેના સંસ્કારો અધિક દૃઢપણે જામતા જશે. એ સંસ્કારો તમારામાં તીવ્રેચ્છાને જાગ્રત્ કરશે. એ તીવ્રેચ્છા પુરુષાર્થ સધાવશે. માટેઃ-

અધિક ગુણચિંતન થતાં, તીવ્રેચ્છા ઉરમાંહ્ય,-
ઉપજે, તેથી સેવવું, ચિંતન ગુણનું સદાય.

૧૪.

હજી તમને એક પ્રશ્ન થાય છે કે ગુણનું ચિંતન-ઉત્તમ ગુણનું ચિંતન—અધિક પ્રમાણમાં શાથી પ્રકટે. આનું ઉત્તર આ છેઃ ગુલાબના પુષ્પમાં ગુલાબનો સુવાસ છે, તેમાંથી મોગરાનો સુવાસ આવી

શકતો નથી. મોગરામાં મોગરાનો સુવાસ છે, તેમાંથી ચંપાનો સુવાસ નથી નીકળતો. જેની પાસે જે જાતનું દ્રવ્ય છે, તે જાતનો પરિમલ તે બહાર પ્રસરાવે છે. સાકરમાં મિષ્ટતાનો ગુણ છે. તેથી તે મિષ્ટતાનો જ સ્વાદ આપવાની, તે ખારાશ કે તીખાશ નહિ પ્રકટાવે. ખારી કે તીખી વસ્તુસાથે તેને ભેળવો, તો પણ તે મિષ્ટતાને જ પ્રકટાવવાની તે ખારાશ કે તીખાશને ગ્રહણ કરી શકવાની નહિ. મીઠામાં ગળપણ આવવાનું નહિ, મરીમાં ખારાશ થવાની નહિ. તેથી જેણે ગળપણ ચાખવું છે તેણે સાકરસાથે સંબંધ બાંધવો, જેને ખારૂં ખાવું છે તેણે મીઠાની પ્રધાનતાવાળા પદાર્થને ચાખવા, તીખું ખાવું છે તેણે થોડાં મરી કે મરચાં ફાકવાં. ગુલાબના સુવાસની ઇચ્છાવાળાએ જ્યાં ગુલાબનાં પુષ્પ ઉગેલાં હોય ત્યા જવું કે ગુલાબનું અત્તર લગાવવું. મોગરો કે ચંપો ઇચ્છના હોય તેમણે તેને મેળવવો. તમારે જે જાતના ગુણને ગ્રહણ કરવા હોય તેના જાતના ગુણની અધિકતા જેમાં હોય તેનો સમાગમ કરવો. ગુલાબનું પુષ્પ જેમ ગુલાબનાં સુગંધને આપે જ છે, તેમ જે જાતનો ગુણ જે મનુષ્યમાં રહ્યો છે તે જાતનો ગુણ તે તેની પાસે જનારને આપે જ છે, તમારે નાટક જોવાની ઇચ્છા પ્રકટાવવી હોય, નાટકનું ચિંતન વૃત્તિમાં જાગ્રત્ રાખવું હોય તો જે નાટક કરે છે તેનો સમાગમ સેવો. નાટકનાં પાત્રોને વારંવાર મળો તેમની વાતો સાંભળો, નાટકની જાહેરખબરો જુઓ, નાટકની ચોપડીઓ વાંચો. અને ધીમે ધીમે તમને નાટક જોવાની ઇચ્છા થશે જ, કેમકે નાટકપ્રતિ આકર્ષવાનો ગુણ તેનામાં રહ્યો છે. તે જ પ્રમાણે જે જાતના ગુણનું ચિંતન તમારે કરવું હોય, જે જાતનાં ગુણો તમારે ધારણ કરવા હોય. તે જાતિના ગુણ જેનામાં વિશેષ હોય તેનો સમાગમ સરલ સ્વભાવથી કર્યા કરો. શાસ્ત્રો સત્સમાગમનો મહિમા મેઘનાદથી વર્ણે છે તેનો હેતુ આ જ છે. જેના સમાગમમાં તમે રહો છો તેના સંસ્કારો તમારામાં આવે છે. પાશ્ચાત્યપદ્ધતિને અનુસાર પુરુષસાથે સમાગમમાં રહેનાર પાશ્ચાત્યપદ્ધતિને જ વખાણનાર થઇ તેનું અનુકરણ કરતો તે મનુષ્ય થાય છે. સ્વદેશપ્રીતિ જેના રગેરગમાં વ્યાપી છે તેના સમાગમમાં રહો, તમને કદી પરદેશપ્રીતિ નહિ રહે. સમાગમ માહાત્મ્ય જ એવું છે. સ્મરણમાં રાખો કેઃ

**જેવા જેણે છે થવું, તેવાનો કરી સંગ,**
**તેને અનુસરવા થકી, તેવો પ્રકટે રંગ.**

૧૫

પરંતુ હજી એક પ્રાચીન કવિની કડી વાતાવરણમાંથી શ્રવણ થાય છે.

' મરી બરાસ બે રાખીએ કદી, ભેળાં બારે માસ,

" તોએ તીખટ એની ના ટળેરે, એના ઉરમાં ન ઉતરે બરાસ,

" સંગત તેને શું કરે "

પણ આનું નામ સંગતિ નથી. કેવલ પાસે જ રહેવું એનું નામ સંગતિ–સમાગમ નથી. સમુદ્રના જલસાથે મનુષ્યના મુડદાનો જે સંપર્ક હોય છે તેનું નામ સમાગમ નથી, પાણીની સાથે ભળેલા તેલનો સંબંધ ને સમાગમ નથી. એક થાળીમાં અનેક જાતના ભોજ્ય પદાર્થો મૂકવા એ કંઇ પરસ્પરનો સમાગમ નથી. ગ્રહણ કરવાની બુદ્ધિપૂર્વક જે સંબંધ તેજ સમાગમ છે મરી અને કપુર–બે એમાંથી કોઇએ કોઇને ગ્રહણ કરવાનું નથી, જેથી એ યથાર્થ સમાગમ નથી. સામામાંથી કંઇ પણ ગ્રહણ કરવાની બુદ્ધિથી તેની સાથે સંબંધ સેવવો એનું નામ જ સમાગમ છે. ગ્રહણ કરવાની બુદ્ધિપૂર્વક કરેલો સમાગમ કદી નિષ્ફળ થતો નથી કદાપિ સંસ્કાર પાડયાવિના રહેતો નથી. આથી સમાગમ કરતાં આ ખાસ ધ્યાનમાં રાખશો કે કંઇ પણ ગ્રહણ કરવાની બુદ્ધિપૂર્વક સમાગમ કરવો. આ પ્રકારનો સમાગમ કરો. આ સમાગમ તમારામાં સંસ્કાર નાંખશે. અનુદ્ભૂત સંસ્કારો હશે તો તે જાગ્રત્ કરશે, એ સંસ્કારો જે વિષયના હશે તેનું તમને ક્રમે કરી ચિંતન થવા માંડશે. ચિંતન ઇચ્છાનુરુપ ધારણ કરશે. ઇચ્છા તીવ્રેચ્છા બનશે, તીવ્રેચ્છા પુરુષાર્થ કરાવશે, પુરુષાર્થ સિદ્ધ આપશે શ્રેયસ્સાધકમાંથી તમને શ્રેયસ્સિદ્ધ બનાવશે, શ્રેયસ્સિદ્ધમાંથી તમને શ્રેયોનિકેતન બનાવશે. આથી જ સર્વ અનુભવી પુરુષોનો સર્વાનુમને એક જ નિશ્ચય છે કેઃ–

સત્સંગતિ જેને મળી, તેને મળ્યું છે સર્વ.

પ્રતિક્ષણ તેને સિદ્ધિની, પ્રતિદિન તેને પર્વ.

૧૬

મનને સમૃદ્ધ કરનાર સાધન એક જ છેઃ સમૃદ્ધિકારક વિચારો. સમૃદ્ધિકારક વિચારોથી મન સમૃદ્ધ થાય છે. અને સમૃદ્ધ થયેલું મન એક પૂર્ણ સામર્થ્યમય બલિષ્ટ મન થઇ રહે છે. વિચારોનું સામર્થ્ય તમને બહુ ન્યૂન સમજાય છે, ખરૂં ' સમજાય જ. રાજાના છોકરાને ઘેબરનો ભૂકો કંઇજ કિંમતવિનાનો સમજાયો હતો. કેમકે તે તેને નિત્ય પ્રાપ્ત

હતો. તમને વિચારનું સાધન ઈશ્વરે આપ્યું છે, તેથી તેની કીંમત તમને સમજાતી નથી. પરંતુ 'વિચારની કિંમત તમે સમજ્યા નથી' એ પ્રકારનું તમારે માટે બીજા વિચારવંત પુરુષોને તો તરત સમજાય છે. વિચારનું બલ સાધારણ નથી. તમને વિચારનું કશું જ બલ જણાતું નથી, એનું કારણ તમે એક જ વખત ભાવવૃત્તિમાં ઉઠવો, એને વિચાર સમજો છો. સુતરનો એક તાંતણો કશા જ બલવાળો નથી એ ખરૂં છે, પરંતુ અનેક તાંતણાને એકત્રિત કરી ગુંથેલું દોરડું પણ નિર્બલ છે એમ શું તમે સમજો છો? જ્યાં 'વિચારનું અસાધારણ બલ છે' એમ કહેવામાં આવે છે ત્યાં કેવલ એકાદ વખત જ કરેલા વિચારને ઉદ્દેશીને કહેવામાં આવતું નથી. પરંતુ દીર્ઘકાલપર્યંત એકજ પદ્ધતિથી કરેલા એક પ્રકારના વિચારને ઉદ્દેશીને જ કહેવામાં આવે છે આવો વિચાર, જે સંબંધમાં કરવામાં આવ્યો હોય છે તેમાં ધારેલું ફળ ઉપજાવે છે. આથી વિચારને રખે નિર્માલ્ય ગણતા. તમે બહુ બુદ્ધિમાનતરીકે જેને તેને ઉપદેશ કરો છો કે ભાઇ ! પૈ કે પૈસો કે એક રૂપૈયાની કિંમત નથી, પણ તેવી જ અનેક પૈની, અનેક પૈસાની અને અનેક રૂપૈયાની ઘણી કિંમત છે. વિચારનું પણ તેવું જ છે. તેથી તેમાં સાવધ રહેજો. આ નિશ્ચયની સત્યતાનું એક જ પ્રમાણ શ્રેયસ્સાધકોને આપેલા ઉપદેશમાંથી સદ્‌ગુરુ શ્રીમન્નૃસિંહાચાર્યજીના વચનનું આપું છું. વાંચોઃ

"અનુભવ, શાસ્ત્ર તથા યુક્તિથી સિદ્ધ થાય છે કે જીવો જેવા જેવા વિચાર કરે છે અને જેવું જેવું વર્તે છે, તેવા તેવા તેઓ થાય છે."

'શ્રેયસ્સાધકોને સુબોધ.'

## ૧૭

ઈશ્વરે પોતાની સૃષ્ટિમાં એક અદ્‌ભુત વ્યવસ્થા એ કરી છે કે નાના મોટા, સાધારણ અસાધારણ સર્વ મનુષ્યોનું કોઇ ને કોઇ અવલોકન કરનાર અને અનુકરણ કરનાર હોય જ છે. તેથી કોઈમનુષ્ય જાણે કે 'આપણે તે શા હીસાબમાં છીએ,' 'આપણે આમ વર્ત્યા કે તેમ તેથી કોઇને શી અસર થવાની છે' વગેરે, તો તે ગ્યોગ્ય નથી. પ્રત્યેક મનુષ્યની આસપાસ તે જાણતો પણ ન હોય તેવું નાનું મોટું મંડલ હોય છે, જે તેની ક્રિયાને, તેના વિચારને, તેના આશયને, તેના વ્યાપારોને જોતું જ હોય છે. એક ભિખારી હોય તોપણ તેની ભિખ

માગવાની રીત કેવી છે, તે શી રીતે વધારે પ્રમાણમાં ભિખ માગીને એકઠું કરે છે. વગેરે વિચારથી તેના પ્રતિ જોનાર બીજા ભિખારી હોવાના જ. આથી પ્રત્યેક મનુષ્યની કાંઇ પણ અસર જગતનાં બીજાં માણસો ગ્રહણ કરે જ છે. તેથી પ્રત્યેક મનુષ્યે પોતાનાં વાણી, વર્તન આદિ જેમ બને તેમ ઉચ્ચ, સુશોભિત અને અન્ય અનુસરનારને પણ લાભ આપે એવાં રાખવાની જરૂર છે. તમે બીડી પીતા હશો તો બીજા બીડી પીનારા તમારી બીડી પીવાની પદ્ધતિને જરુર જોવાના, અને તેમાંથી યોગ્ય લાગશે તો કંઇ પણ ગ્રહણ કરવાના. તમે આળસુ હશો તો બીજા આળસુ મનુષ્યો, તમે કેવી રીતે આળસુ થઇને જીવન વ્યતીત કરો છો તે જોવાના અને તેમાંથી કાંઇપણ ગ્રહણ કરવાના. આથી જ્યાંસુધી જનસંસર્ગને તમે સેવો છો ત્યાંસુધી તમારે માથે યોગ્ય પ્રવૃત્તિ કરવાનો એક પ્રકારનો શ્રમ રહે છે. તમે જાણતા હશો કે તમારી સારી કૃતિને કોણ જોનાર છે. પરંતુ તેમ નથી. તમે જેને ઓળખતા પણ નહિ હો, તેવા કેટલાએ તમારી પ્રવૃત્તિ જુએ છે, તેમાંથી કંઇક ગ્રહણ કરે છે. આથી જો તમે ધારો છો તો થોડા જનસમાજનું પણ તમે ઘણી સારી રીતે અનાયાસ હિત કરો છો. માટે સાવધાન !

જે જે કૃતિ આદિ કરો, તેના છે જોનાર,
સત્કૃતિ એવી સેવજો, સુધરે આચરનાર.

૧૮

સાધો પ્રગતિ ! ઉચ્ચ ઉચ્ચ ભૂમિકામાં કરો વિહાર. તમે જળ છો, પણ મલિન છો, નહિ ? તમારું એક જ કામ છે. તાપથી વરાળ બની ઉંચે જાઓ, પ્રગતિ સાધો. વાદળું બનો, પુનઃ જળરૂપે પૃથ્વીમાં આવો. અને તમે કેવળ શુદ્ધ છો. તમે ચૈતન્યસ્વરૂપ છો, પરંતુ હાલ તમે તમને મલિન જીવરૂપે જુઓ જાણો છો. અખંડ બ્રહ્મચિંતનના પ્રખર તાપથી તમારા જીવપણાને ઓગાળી નાંખો, બ્રહ્મમાં શમાવો, અને પછી પુનઃ જાગ્રત્ થાઓ; તમે પરમ શુદ્ધ છો. આ જ પ્રગતિ !

જ્યાં છો ત્યાં ના અટકશો, લક્ષ્ય ધરો ઉર મ્હાન,
કૃતિ ચિંતનથી હો સદાઃ પ્રગતિ—પ્રગતિમાન.

૧૯

નિશ્ચયબલ એ મોટામાં મોટું સામર્થ્ય છે. નિશ્ચયબલવિનાનો મનુષ્ય પશુજેવો પણ નથી તો મનુષ્ય તો ક્યાંથી જ હોય ! ભિ-

ખારીની સ્થિતિમાં અને નિશ્ચયબલવિનાના મનુષ્યની સ્થિતિમાં કશો જ ભેદ જણાતો નથી ? ભિખારી જૂદે જૂદે ઘેર ભિખ માગે છે હડધૂત થતો થતો પણ થોડું ઘણું મેળવે છે. અને નિશ્ચયબલવિનાનો મનુષ્ય એક કાર્યમાંથી બીજું લે છે. તેમાંથી નિશ્ચય ડગાવી ત્રીજું લે છે. તેમાંથી ચોથું લે છે, વળી 'આ નહિ. પેલું કરૂં' એમ કરી પાંચમું લેવા જાય છે ત્યાં તેને વિચાર આવે છે કે 'ફલાણું કરૂં તો'–આમ અનેક કાર્ય લે છે અને મૂકે છે. સાંજ પડે છે. શું પેલા ભિખારીકરતાં આની સ્થિતિ અધિક દયાપાત્ર નથી ? તેણે આખા દિવસમાં કશું જ કર્યું નથી

નિશ્ચયબલ એ કોઇ પણ વસ્તુને આકર્ષનાર મોટામાં મોટું ચુંબક છે. એક જ દૃષ્ટાંત આપું. તમે શ્રીસુરેશચરિત્ર વાંચ્યું છે ? વિપર્યયે રાજા સુરેશની રાણીઓનું હરણ કરી કોઈ ગુપ્ત સ્થળે અદૃષ્ટની સહાયથી સંતાડી દીધી છે. તે ક્યાં છે તે સુરેશને જ્ઞાન નથી. તે વિવિધ પ્રકારના વિયોગાલાપના પરિણામે નિશ્ચય કરે છે કે આમ વચનો બોલવાથી કશું થવાનું નથી. નિશ્ચયબલ ઉગ્ર થાય છે અને તેના પરિણામે તે વદે છે કે " ચાલ, કોઇ ઉપાયથી આ ક્ષણે શોધી લાવું." કેવો ઉગ્ર નિશ્ચય ! ક્યાં છે તેનો ખબર નથી છતાં નિશ્ચય કેવો કરે છે ? 'આ ક્ષણે' શોધી લાવવાનો. એ નિશ્ચયબલની એથી પણ ઉગ્ર કળા થાય છે અને તેના પરિણામે તે પ્રતિજ્ઞા લે છે કે " પ્રથમ મારી પ્રિયાઓને અભય આપીને સંધ્યાકાળપર્યન્તમાં એ દુષ્ટ વિપર્યયનું હૃદય વિદારવું." કેવી ભીષણ પ્રતિજ્ઞા ! શું મનુષ્યોના કાર્યને–નિશ્ચયને–સિદ્ધ કરનારી અદૃષ્ટ સત્તા સુરેશના આ વચનઉપર હસી ? શું તેણે તે શબ્દોને તુચ્છકારી કહાડયા ? એ સત્તાની પણ મગદૂર નહોતી કે આ શબ્દોની તે અવગણના કરી શકે. પૂર્વોક્ત નિશ્ચય કરીને 'મસ્તકે મુકુટ ધારી, ખુલ્લું ખડ્ગ હાથમાં લઇ રક્ત નેત્ર કરી, ક્રોધાવેશ આણી, કાર્ય સાધવા જેવો પગ ઉપાડે છે કે પૂંઠે ગેબીનાદથી પિશાચે, ઉદ્ગાર કહાડયો કે 'મહારાજનો જય જયકાર થાઓ.' પિશાચે રાણીઓને સંતાડેલું ગુપ્ત સ્થળ બતાવ્યું, ત્યાં તે સુરેશને અદૃશ્ય માર્ગે લઇ ગયો, રાણીઓનો મેળાપ થયો અને ત્યાંથી સર્વ પાછા આવી સુરેશે સાયંકાલપૂર્વે વિપર્યયનું હૃદય વિદાર્યું.

મોટો સમર્થ ગણિતશાસ્ત્રી પણ સમુદ્રકરતાં ટીટોડીના શરીરનું પ્રમાણ કેટલું નાનું એનું યથાર્થ માપ કહાડવામાં હું ધારૂં છું કે

અસમર્થ નીવડે તેમ છે અને સમુદ્રના સામર્થ્ય તથા ટીટોડીના સામર્થ્યના માપનું પ્રમાણુ કહાડતાં મોટો સમર્થ કાલ્પનિક પણ હારી બેસે એમ શું નથી લાગતું? છતાં ટીટોડીએ સમુદ્રને હંફાવ્યો શાથી? કેવળ નિશ્ચયબલથી. કહેશો ત્યારે નિશ્ચયબલના સામર્થ્યની મર્યાદા? વીરવિજય અને ભદ્રસેનના દૃષ્ટાન્ત સંભારવાની હવે જરૂર છે:

આ નિશ્ચયબલ તમારામાં પણ પ્રકટે તેમ છે, પ્રકટાવો. નિશ્ચયબલ પ્રકટાવતાં આજના તમે કાલે જ કોઈ નવીનરૂપમાં પલટાઇ જશો. નિશ્ચયબલ નિર્બલતાને દૂર કરે છે, સામર્થ્યને સમીપ લાવે છે, સંશયને લાત મારે છે, શ્રદ્ધાને આલિંગન આપે છે, કઠિનતાને કરોડ ગાઉ ધકેલી દે છે, શકયતાને કરોડગાઉથી આકર્ષી લવે છે. પ્રતિકૂલતાને પાતાલમાં ચાંપે છે, અનુકૂલતાને આકાશમાંથી ઉતારી લાવે છે. નિશ્ચયબલવાળાને અશકય, અસંભવિત કે અસાધ્ય કશું જ નથી. માટે:—

નિશ્ચયબલ અંતરવિષે. ધારો વીર! પ્રચંડ,<br>
નિશ્ચયબલહીન જેહ છે, તે નર નહિ પણ ષંઢ.

૨૦.

એક ઝીણી સરખી ગોળી શરીરમાં કેટલી ઉથલપાથલ કરી મૂકે છે તે તો તમે જાણતા જ હશો. કાં તો પાંચ પચીસ જુલાબ કરાવી દે છે કાં તો અટકાવી દે છે, કાં તો ઉલટી ઉપર ઉલટી કરાવે છે અને કાં તો થતી હોય તો બંધ કરી દે છે. કાં તો ઝેર ચઢાવી દે છે કાં તો ઝેર ઉતારી દે છે. આમ એ ઝીણી છતાં કંઇ કંઇ વિલક્ષતા કરી મૂકે છે. નાના સરખા બે કે ચાર અક્ષરના જ શબ્દો પણ વૈદની ગોળી જેમ શરીરમાં અસર કરે છે, તેવી મનમાં કે મગજમાં કરી મૂકે છે. એ શબ્દ શ્રવણ કરતાં જ કાં તો ટાંટીયા ઢીલા ઢબ થઈ જાય છે કે કાં તો કેડો ભાગી જાય છે. કાં તો એકદમ ભયથી થરથરી ઉઠાય છે, કાં તો ઠંડાગાર થઇ જવાય છે. બંદુકની ગોળીની માફક હૃદય ચીરાઇ જાય છે, કાળજું ફાટી જાય છે, કાં તો ક્રોધ ચઢી જાય છે, કાં તો વૈર પ્રકટી ઉઠે છે, વગેરે.

તમારા શબ્દરૂપી ગોળી જેને તમે આપો છો, તેનામાં તે શી અસર કરશે. તેનો આપતાં પહેલાં બહુ જ વિચાર કરજો. ગમે તેને ગમે તેમ બોલી બેસવું એના જેવું પાપ નથી. તમે એમ ન સમજશો કે તમારા શબ્દોની સામાને કશી જ અસર નથી થતી. ભલે તેના

મુખઉપર કે તેના નેત્રમાં તેનો અંતર્ગત ભાવ જણાઈ નહિ આવતો હોય, પરંતુ તેના હૃદયપ્રતિ જો તમારી દૃષ્ટિ જોઈ શકતી હશે તો જરૂર તમને સમજાશે કે તમારા ગમે તેવા અયોગ્ય શબ્દોએ એ હૃદયને વીંધ્યું છે—તેમાં વ્યથા પ્રકટાવી છે. પક્ષીને બંદુકથી મારનાર પક્ષીનો શિકારી છે, તમે મનુષ્યહૃદયના શિકારી છો. સામાના હૃદયને વીંધવાથી તમારા હાથમાં શું આવવાનું હતું ?

એ શબ્દની જ ગોળી સામાના અંતઃકરણને એકદમ પ્રફુલ્લિત કરે છે, તેને મૃત્યુમાંથી જીવનમાં લાવે છે, શુષ્કતામાં રસસિંચન કરે છે, કર્કશતામાં આર્દ્રતા ઉપજાવે છે. શત્રુમાં સ્નેહ પ્રકટાવે છે, સ્વલ્પમાં લાભમાત્ર પણ એ જ કરે છે.

શબ્દો એવા બોલો કે જે પાપીને શરમાવે નહિ પણ પાપીને પાવન કરે, શબ્દો એવા કહો કે જે દોષવાનને માત્ર નીચું જોવડાવે નહિ, પણ તેના દોષ છોડવામાં સહાયભૂત થાય. શબ્દો એવા કહાડો કે કંટાળેલાને માત્ર સમાવવાનરૂપ ન થાય પણ તેને નવીન કર્તવ્યમાં પ્રેરક થાય. શબ્દો એવા વદો કે જે દુઃખીને શાંતિ આપે એટલું નહિ પણ તેને નવીન સુખ પ્રાપ્ત કરવામાં સહાયક થાય. શબ્દો એ કહો કે જે નિરાચારની નિરાચારતા માત્ર ટાળે નહિ પરંતુ તેને વિશેષ બળવાન્ થવામાં ઉપયોગી થાય. સ્મરણમાં રાખોઃ

> શબ્દ એક પણ બોલતાં, સાવધ રહેજો વીર !
> સામાનું હિત થાય ના, વદશો તો ન લગીર.

## ૨૧.

બીજાની સાથે ગમે તેમ બોલવાની જેટલી સાવધાનતા રાખવાની છે, તેટલી જ સાવધાનતા તમારા પોતાને માટે તમે જે શબ્દ બોલો તેમાં પણ રાખવાની છે. ગમે તેવા સંજોગોમાં કે ગમે તેવા પ્રસંગે ‘ હું તો કંટાળી ગયો ’ આવું બિલકુલ બોલશો નહિ. મુખઉપર કંટાળ્યાનો ભાવ લાવશો નહિ. નેત્રમાં વિકળતા કે ત્રાસી ગયાનાં ચિહ્નો જણાવશો નહિ. તમને કંટાળ્યાનું અંતરથી ભાન થતું હોય તો તે ભાનનો પણ અનુભવ ન કરશો. એ ભાનનું અભાન કરો. તમને થયેલા પરિશ્રમને અથવા તમને ઉપજેલા કંટાળાને નિઃશેષ ટાળવાને માટે તમારા શરીર તથા મનમાં જોઈએ તેટલું સામર્થ્ય છે. કામ કરતાં કામનો ઉપજાવેલો કંટાળો મનુષ્યને વધારે શ્રમિત કરે છે. તમે પોતે ખાધેલું ઝેર જેમ તમારા શરીરમાં હાનિ કરે છે,

તેમ તમે પોતે જ તમારા માટે બોલેલા શબ્દો તમને પોતાને હાનિ કરે છે. માટે બળને વધારનારા, જાગૃતિ લાવનારા, ઉત્સાહ ઉપજાવનારા, શાન્તતા કરાવનારા, આનંદ પ્રકટાવનારા અને સ્વરૂપમાં તમને પ્રબુદ્ધ રાખનારા શબ્દો જ બોલજો—વાપરજો:

અભાવ ઉર ઉપજાવતા, શબ્દ ન બોલો તેહ,
ઉભરાવે ઉત્સાહ જે, વદો નિરંતર તેહ.

૨૨

મનને નિરંતર મધુર વિશ્રાંતિમાં રાખજો. મનની એવી અવસ્થામાંથી જ વિસ્પષ્ટ સ્ફુરણો પ્રકટે છે, અત્યંત બલવાન્ સામર્થ્ય ઉદ્ભવે છે તથા અત્યંત પૂર્ણ પ્રજ્ઞા અનુભવાય છે. તમે જાગ્રત હો છતાં તમારૂં મન સ્વસ્થપણે થોડો થોડો સમય ઉંઘે તેવું કરજો. સમુદ્રમાં એક કાંકરો નાંખીએ તો જેમ સરળપણે તે અંદર ઉતરી જાય છે તેમ તમારા મનને અંતરના મહા ચિંતસમુદ્રમાં સરળપણે ઉતારજો, પણ બહાર નીકળી આવતું જણાય તો તેની ગળચી પકડીને પાછું અંદર ધકેલવાનો પ્રયત્ન ન કરશો. એમ કરવાથી જ મન સંક્ષિપ્ત થઈ જવાને યોગ્ય થઈ ગયું છે. તેને બહુ શાંત રહેવા દો, બહાર નીકળે તો વળી પાછું પ્રયત્ન નહિ થાય. જેમ આરંભના પ્રયત્નમાં કરતા હો તેમ હમણાં પ્રયત્ન કરવાના સમયે પણ તેવી જ શાંતિથી તેને ચિંતસમુદ્રમાં ઉતારજો. ઉતાવળની કશી જરૂર નથી.

મધુર વિશ્રાંતિ વડે, મનને કરો અલિપ્ત,
રહે આત્મિક શાંતિ વિષે, સદા ગ્રહેશે મુક્ત.

૨૩

દુભાઈલા જેવું મોં કરીને બેસવાથી—જેની તેની સાથે બોલવાથી—તમે મહાજ્ઞાની છો, એમ કોઈ તમારે માટે ધારશે, એવું જો તમે માનતા હો તો તમારી એ ભૂલને પહેલી જ તકે સુધારી દેજો. તમારૂં પ્રસન્ન વદન જ તમારી જાતીમાં અથવા એક મોટા પુરુષ તરીકે ગણના કરાવશે. જેના અંતરમાં આનંદ, ઉચ્ચ અને નિર્મળ ચિંતન ચાલ્યા કરતું હોય તેનું મુખ શું ઘોઘરબિલાડાજેવું હોવું જોઈએ ? વિનોદ-કોઈના અંતઃકરણને જરા પણ દુભવે નહિ એવો નિર્દોષ વિનોદ એ તમારી વાણીને જેમ ભૂષણ છે તેમ વિનોદી સ્વભાવ એ તમારા અંતઃકરણની શોભારૂપ છે. આ વાર્તા નિશ્ચયપૂર્વક જાણજો કે યથાર્થજ્ઞાનની સાથે પ્રસન્નતા હોય જ છે. જ્ઞાન

બળીયલ વસ્તુ નથી. યથાથ જ્ઞાનનું પ્રખર તેજ હોય છે. તે અન્ય-ઉપર પ્રભા પાડે છે, અને શું તે પોતાના મુખઉપર પ્રભા ન પાડી શકે? એટલું પણ જો તે ન કરી શકે તો એ જ્ઞાન નથી. જ્ઞાનનો હૃદયમાં ઉદય કરવો હોય તો આ લક્ષણને પ્રથમથી ધારણ કરજો. બળીયલસરખા મનુષ્યપાસે જ્ઞાન જતું નથી. જાણજો કેઃ—

છાયાં પ્રસન્નતાવડે, મન, મતિ, વાણી, મુખ,
તો તે અંતર ઝળકશે, જ્ઞાનરવિનું મયૂખ.

૨૪

જ્ઞાન દબાઇ ગયેલી છાતીમાં રહેતું નથી. જ્ઞાનને રહેવાને માટે પ્રફુલ્લ છાતીની જરૂર છે. અનેક પ્રકારનાં કલ્પિત બંધનો, અનેક પ્રકારની પરાધીનતા, અનેક પ્રકારની સંકુચિત વિચારો, અનેક પ્રકારના સંશયો—એ સર્વ છાતીને દબાવી દેનાર છે. 'આમ કરીશ તો આમ ખોટું દેખાશે અને આમ કરીશ તો મારી આવી નિંદા થશે' 'આમ કરૂં અને રખેને કાંઇ ભય આવી પડે તો'—આવા વિચારો છાતીને દાબી દે છે. જ્યાં વિશાળતા નથી ત્યાં જ્ઞાન નથી, જ્યાં મર્યાદા છે ત્યાં અજ્ઞાન પણ છે. જ્યાં ભેદભાવ છે ત્યાં અજ્ઞાન છે, જ્યાં નિશ્ચયબુદ્ધિ નથી ત્યાં અજ્ઞાન છે. અને જ્યાં અજ્ઞાન છે ત્યાં તે કાળે જ્ઞાન નથી જ. જ્ઞાન મેળવવું હોય તો છાતીને પ્રફુલ્લ કરો, સંશય પરિત્યજી શ્રદ્ધાને જાગ્રત્ કરો. જેમાં તેમાં અયોગ્ય રીતે દબાવાનું ત્યજી દો, સરળ થાઓ, વક્રતા છોડો, સર્વમાંથી તુચ્છબુદ્ધિ ત્યજો, માનબુદ્ધિ વિકાસ પમાડો. દોષદર્શન એ છાતીને દબાવી દેનાર છે. ગુણદર્શન એ છાતીને પ્રફુલ્લ કરનાર છે. નબળી છાતીનો માણસ જ્ઞાન લેવાને નાલાયક છે. માટે નિશ્ચય કરો કેઃ—

ગ્રહણ કરી શકતો નથી, દુર્બળ મનુષ્ય જ્ઞાન,
ઇચ્છો જ્ઞાન યથાર્થ તો, પ્રથમ બનો બલવાન.

૨૫

તિતિક્ષા! બહુ બલવાન્ સાધન છે. એ એક દૈવીસંપત્તિ છે. અને તે દૈવી મનુષ્યમાં જ હોય છે યથાર્થ પુણ્યપુરુષને જોઇ જેમ પાપી કંપી ઉઠે, તેમ એ દૈવી સંપત્તિને જોઇ સામાન્ય મનુષ્ય કંપી ઉઠે છે. સ્વાદ ચાખ્યો છે એ દૈવી સંપત્તિનો કે? નામથી જ કંપારી છૂટે છે કેમ ? જો હા તો જાણો કે અધ્યાત્મબલ મેળવવાને માટે

તદ્દન નાલાયક. અધ્યાત્મબલ તો શું પરંતુ કોઇ પણ મોટી વસ્તુ-વિના તિતિક્ષાએ કોઇને મળી હોય એમ જગતના કોઈ ખૂણાનો ઇતિહાસ કહી શકે એમ છે ? કોઇ પણ મોટી-મહત્વની-વસ્તુ મેળવવામાં શૂરપણું જોઈએ છે. અને એ શૂરપણું કેવળ તિતિક્ષાવડે જ પ્રકટે છે. જેણે તિતિક્ષા સેવી નથી તેનામાં પ્રયત્ન, શૂરત્વ અથવા સાધનશૂરત્વ આવતું જ નથી.

શ્રેયસ્સાધકો ! તિતિક્ષાઉપર તમારી જો પ્રીતિ નથી તો શ્રેયસની સંપત્તિ તમને કેમ પ્રાપ્ત થશે તેનો કાંઈ નિર્ણય કર્યો છે ? પાણીમાં રહેવું અને મગરસાથે રૂસણાં રાખ્યે કંઇ પાલવે એમ છે ? તમે જો યથાર્થ શ્રેયસ્સાધક થયા હશો, તો તો ભલે તમે તિતિક્ષાને નહિ ગ્રહણ કરો, પણ નક્કી જાણજો કે તિતિક્ષા તમને છોડે તેમ નથી.

વિજયની ઇચ્છાવાળાને મન તિતિક્ષા એ રમત છે. તિતિક્ષામાં પણ શૂરા સાધકો મધુરતાને જ જુએ છે, જે શુદ્ધ હીરો છે તે સરાણે ચઢવામાં જરા પણ ડરતો નથી, ઉલટો સરાણઉપર ચઢીને તે અધિક તેજસ્વી અને મૂલ્યવાન્ બને છે. તિતિક્ષાની દીક્ષા તો સાધક આરંભમાં જ લે છે, પછી તેને તિતિક્ષાથી શાનો ભય હોય ?

ન ડરશો લેશ પણ, બંધુઓ ! તિતિક્ષાર્થે. તિતિક્ષા રાક્ષસી નથી, તિતિક્ષા પિશાચી નથી. તિતિક્ષા તો દેવી છે. તિતિક્ષા મધુરિમાની મૂર્તિ છે. જેમ જેમ તેની નિકટ જાઓ છો, જેમ જેમ તેમાં ઓતપ્રોત થાઓ છો, તેમ તેમ તેની દિવ્યતા નજરઆગળ તરી ઉઠે છે.

મિત્રો ! તિતિક્ષાના પ્રદેશમાં આવો તો ખરા, તેના રસને જરા ચાખો તો ખરા. તેની ખુમારીમાં જરા ચઢો તો ખરા. જુઓ કે તિતિક્ષા કેટલા ઓછા સમયમાં તમને આશ્ચર્યકારક વેગથી ઉન્નતિશૃંગઉપર સ્થાપે છે. અવશ્ય કરીને જાણજો કે તિતિક્ષામાંથી પસાર થયા વિના કોઈ ઉંચે ચઢી શકતું નથી. શું શ્રીકૃષ્ણસખાને પણ અર્જુનને નહિ કહેવું પડયું કેઃ—**તાંસ્તિતિક્ષસ્વ ભારત !**

તિતિક્ષાનો પ્રસંગ આવતાં પ્રસન્ન થાઓ. કેડ બાંધો, અને સંમુખ નીકળી પડો. જરા પણ પાછા પડશો નહિ. તિતિક્ષા બળાત્કારથી તમને પોતાની મર્યાદામાં ઘસડશે, તેના કરતાં તેને વધાવી લેવામાં શું ઓછું વીરત્વ નથી ? વીરતા શામાટે ન બતાવવી ?

તિતિક્ષા તમને નિઃસ્પૃહ કરે છે. તિતિક્ષા તમને તમારા પગ-ઉપર ઉભા રહેતાં શીખવે છે, તિતિક્ષા પ્રતિકૂલમાં અનુકૂલબુદ્ધિ કેમ ધરવી તેનું રહસ્ય સમજાવે છે. તિતિક્ષા સુખદુઃખમાં, લાભાલાભમાં, જયઅજયમાં, સમભાવ કેમ સેવાય છે તે સહજમાં શીખવી લે છે. ધારેલા લક્ષ્યને સિદ્ધ કરવામાં અપૂર્વ વેગ પ્રકટાવે છે, જે કષ્ટની કલ્પનાથી જ બીજાના હાંજા ગડગડી જાય છે, તેવી સ્થિતિ પ્રત્યક્ષ પ્રાપ્ત થવા છતાં તિતિક્ષાબુદ્ધિ સેવનાર તેની મધ્યે ઉભો રહી હસે છે. તિતિક્ષા ઇશ્વરને સમીપ જુએ છે, સિદ્ધિને હસ્તામલકવત અનુ-ભવે છે. ને તિતિક્ષા જે કંઇ મેળવે છે તે વસ્તુ મેળવવા છતાં તેના ઉપર અસ્પૃહાબુદ્ધિ પ્રકટાવેલી રાખે છે. તેથ:—

વિઘ્નમાત્રના ઘાવને, ભીલનારી જે ઢાલ,
એક તિતિક્ષા વિશ્વમાં, તેને સાધક! ઝાલ.



॥ ॐ श्रीँ ॥

# कीर्तनो.

---

## स्तुति

પદ ૧ [ પુનઃ પુનઃ પ્રણુતિ, એ લય. ]

સર્વાન્તર્યામિન્! વ્યાપિન્! સ્વામિન્! જય હૃષીકેશ!
દો હૃદયે આશ્લેષ, જેથી આ જીવપદવેષ—
છૂટી સ્વરૂપે થતાં પ્રવેશ, થાય સિદ્ધ જીવનઉદ્દેશ; સર્વાં૦
પ્રારબ્ધોનો જે અવશેષ, સદ્ય કરો તેને નિઃશેષ; સર્વાં૦
જ્યાં નથી ક્લેશદ્વેષનો લેશ, ત્યાં જ અમારો કરો નિવેશ; સર્વાં૦
પરમાનન્દ રહે હંમેશ, અમને સ્થાપો તેહ પ્રદેશ; સર્વાં૦
સ્વસ્વરૂપઅનુભવઆવેશ, જે સ્થિતિમાં, તે દો દેવેશ! સર્વાં૦
આપને દેવાનું ન જ્યાં શેષ, તે પદ આપો નૃહરિમહેશ! સર્વાં૦

---

## भक्तिद्वारा सर्वार्थ सिद्ध करवा साधकोने उपदेश.

પદ ૨ ( નરતનુ ધરી, એ લય. )

ભક્તો બની, ભક્તિને ધારીયે, બન્ધુ!
પ્રભુપ્રતિ પ્રીતિને વધારીયે; બન્ધુ!૦
ગુરુને સંભારીયે જી, વિષયો વિસારીયે જી,
અહંને નિવારીયે જી,
કરતાં ગુરુસેવા નહિ હારીયે; બન્ધુ!૦
આજ્ઞાઓ સ્વીકારીયે જી, આચારે ઉતારીયે જી,
કર્તવ્યો વિચારીયે જી,
અંતરને શ્રદ્ધાથી શૃંગારીયે; બન્ધુ!૦
મંત્રને ઉચ્ચારીયે જી, વૃત્તિવેગ વારીયે જી,
મનને વળી મારીયે જી,
જપે લય વિક્ષેપ વિદારીયે; બન્ધુ!૦

ગુરુકૃપા વારિયેજી, તાપત્રય દારીયે જી,
શાન્તિને પ્રસારીયે જી,
ભરીયે ડગ જાવા મોક્ષમારીયે; બન્ધુ !૦
અજ્ઞાન સંહારીયે જી, જ્ઞાનને વિસ્તારીયે જી,
ઉચ્ચ અધિકારીયે જી,—
કર્યું તેવું કરીને અર્થ સારીયે; બન્ધુ !૦
સિદ્ધિ તુચ્છકારીયે જી, મુર્ખની અટારીયે જી,
જડ જીવ તારીયે જી,
નરહરિમાં ભેદને નિવારીયે; બન્ધુ !૦

શ્રી જ૦ દેવી.

---

## प्रभुप्राप्त्यर्थ आसक्तिमात्रनो त्याग करवा वृत्तिप्रति वचन.

પદ ૩ ( જંજાળી જીવડા. એ લય. )

શિખ માની શાણી ! પ્રભુકાજ થાજે વીતરાગી,
દશ્યથી મતિ તાણી, બનજે તત્પદની અનુરાગી.
પ્રભુઅર્થે થા ઘેલડી, છોડી જગના અર્થ,
પ્રભુઅર્થે પ્રભુ લે ભજી, ઇચ્છીશ અન્ય ન વ્યર્થ,
વિષયી ભાવોને. મૂલમાંથી દેજે તું ત્યાગી; શિખ૦
છોડ—છોડ જગવાસના, જે ઉપજાવે કલેશ,
મોહથી મૂર્ચ્છિત રાખીને, ઉંધારે જ હમેશ,
તે ત્યજી હરિસ્મરણે, સાવધતાથી રહે જાગી; શિખ૦
થજે છન્ન[1] સંન્યાસિની ધર અંતરનો ભેખ,
જગની વસ્તુ સાથનો, પીટાડી દે તુજ લેખ,
તો સહજે આવી, મળશે વસ્તુ જે તારી માગી; શિખ૦
પ્રભુ પ્રભુ ને પ્રભુવિના, સુઝે જવ નવ કાંઇ,
તે ક્ષણ પ્રભુથી જાણજે, રહીશ તું સંધાઇ,
અનુભવ પછી ન્યારા, અનુભવી થાજે તું સુભાગી, શિખ૦

પ્ર૦ બ્હેન૦

---

૧ ગુપ્ત

## कोई तो बतावो प्रभुनो प्रदेश.

પદ ૪ ( સાચો ભક્તિરૂપી કોઇ સાચી કેમાઇ, એ લય. )

મને કોઇ તો બતાવો પ્રભુનો એ દેશ,
પ્રભુનો એ દેશ, જ્યાં જઇ ભોગવું હું એશ; મને૦
જે સ્થાનમાં જઇ એવી શાન્તિ પામું,
ત્રિલોકીનાં દુઃખનો જ્યાં થાય ના પ્રવેશ; મને૦
જ્યાં મારું ચિત્ત એવું ચિન્મય થઇ રહે કે,
સ્પર્શી શકે ન તેને રાગ અને દ્વેષ; મને૦
નિત્ય નિર્ભય મને નિવસેલો જોઇ જ્યાં,
મૃત્યુ પાસે આવતાં જ થાય નરમ ઘેંશ; મને૦
જે માંહિ મારૂં મન લીન થતામાં,
સ્પષ્ટ થાય સર્વનો અશેષ ને વિશેષ; મને૦
એવો દૈવી નિવાસ જેમાં પ્રવેશતાં,
પ્રાણતણો દાસ મટી થઉં હું પ્રાણેશ; મને૦
કશાનુંય હોય નહિ અસ્તિત્વ તોય જ્યાં,
નિત્યતૃપ્તિનું ભાન રહેતુ હમેશ; મને૦
વિશ્વમાહિ રહ્યા છતાં, જ્યાં આવી બેસતાં,
અનુભવી શકાય નહિ વિશ્વતણો લેશ; મને૦
જ્યાં પ્રવેશતાં જ થાય સ્વાનુભવ થાય એવો:
પરમેશ ઇતર કો ન હું જ છું પરમેશ; મને૦

---

## मानव तनुरूपी चिन्तामणिनुं माहात्म्य.

પદ ૫ [ સ્વરૂપને ના લહ્યું રે, એ લય. ]

ચિન્તામણિ પામીને રે, ઘસી રહેતો કાં તું હાથ,
અક્ષયપાત્ર તું મેળવી ભુખથી તરફડતો કાં રી,
સ્પર્શમણિ પામી કંચનકાજે રડતો કાં રી;
કલ્પતરુની છાંયમાં, ઉભો તું દિનરાત,
અર્થસિદ્ધિવિણુ પણુ રડ, એ તે કેવી વાત! ચિન્તામણિ૦
ચિન્તનમાત્રથી માગ્યું આપે, મણિ એ એવા રી,
તોપણુ માગી ન જાણે એ તે મનુષ્ય કેવો રી,

માનવ તનુ ચિન્તામણિ-રૂપ શાસ્ત્રે વર્ણાય,
અવનતિ ઉન્નતિ ચાહો તે, એનાથીજ પમાય: ચિન્તામણિ૦
સ્વર્ગવિષે ભોગવાય પૂર્વકૃત કર્મનું ફલ રી,
તે પામી, ના પમાય સ્થિતિ કોઇ, એથી ઉજ્જવલ રી;
સર્વ પ્રકારની ઉન્નતિ, માનવ તનુથી સધાય,
ઇચ્છ્યું આપે તેથી તે, ચિન્તામણિ કહેવાય; ચિન્તામણિ૦
એ ચિન્તામણિથી તું કેવલ ભોગ ન સાધીશ રી,
યોગ, મોક્ષ પણ પામીશ તેથી,(જો) હરિ આરાધીશ રી;
ગુરુકૃપાથી ગ્રહે એ મણિ-ના ઉપયોગનું જ્ઞાન,
તો આ જીવનમાં થશે, જીવ મટી શિવસમાન. ચિન્તામણિ૦
શ્રી જ૦ દેવી.

---

## શ્રીગુરુઅનુગ્રહપ્રભાવ.

પદ ૬ ( શું કર્યું, શું કર્યું. એ લય. )
શું થયું, શું થયું, આ ચિત્તમાં તે શું થયું !
આ અંતરે તે શું થયું !
જુનું જઇ કંઇ નવું થયું !
જેમાં નાના ચિન્તનો ઉઠતાં'તાં દિનરાત,
તે આ ચિત્તે પ્રભુવિના, ઉઠે ન બીજી વાત,
ચિન્તન વિષયનું શમી ગયું,
વિસ્મરણ ભૂતનું પણ થયું, ને ભાવિ પણ વિસ્મૃત થયું; શું૦
મનનો મેલ જતો રહ્યો, બન્યું કંચનસમ શુદ્ધ,
અજ્ઞાનનું જતાં તિમિર, અંતર બન્યું પ્રબુદ્ધ,
અણલહેલું આજે લહ્યું,
બુદ્ધિથી જીવ નહીં દૃઢ થયું, બ્રહ્મત્વ ઉર જાગ્રત્ થયું; શું૦
શાથી આ થયું તેહનો, કરું જવ ઉર વિચાર,
ગુરુકરુણા વિણ કંઇ પણ, હેતુ ન એમાં લગાર,
જય જય સદા મન વદી રહ્યું,
ચૈતન્યમય સહજે થયું, જન્મ્યું અહા ! સાર્થક થયું; શું૦
શ્રી જ૦ દેવી.

---

## दुःखादिमां अनुद्विग्नमन थाओ.

પદ ૭ [ દુઃખ નિરાશા નિરુત્સાહપ્રતિ, એ લય. ]

પ્રતિકૂલતામાં છે પરમેશ્વર, એવું સુજ્ઞો જાણે છે,
જેથી દુઃખ આવે છે ત્યારે, હર્ષ અનેરો માણે છે.
પ્રગતિપંથે પગલાં ભરતાં, આ નિશ્ચય જાણી રહેવા;
વિપરીત પ્રસંગ આવે ત્યારે, પ્રસન્ન મનથી તે સહેવા;
રોગ કષ્ટ પોતાનાં કોઇને, મુખ કરમાવી ના કહેવાં,
પોતાની હાનિનાં સંગી, બીજાંને ન થવા દેવાં;
આવા વ્રતથી વર્તનાર પ્રભુને નિજ નિકટે તાણે છે; જેથી૦
સુખના અધિકારી જન જગના ભયકલેશોથી ના ડરતા,
સઉમાં શુભ જોવાના વ્રત નિશ્ચયથી કદીએ ના ફરતા;
મરણ ઉભું રહે સંમુખ આવી, પણ તે જોઇ ન થરથરતા,
અનુકૂલ સઘળું વિમુખ થાય પણ સમાહિત ચિત્તે ઠરતા;
જીવનને વિજયી કરતા જે, સમસ્ત સર્વ પ્રમાણે છે; જેથી૦
વિપત્તિ આદિ સહેવું, તેને કંઇક જનો અઘરૂં સમજે;
ક્યાં જે તેના ગર્ભિત શુભનો અંશ જોઈ શકતા ન રજે;
તાપત્રયથી પણ ન તપાતા, સદા સર્વદા સાવધ જે,
સાધક! શુભ ઇચ્છે તો સંતત, સર્વ પ્રસંગે વીર થજે;
પ્રભુપ્રાપ્તિનો માર્ગ આ જ છે, તેથી શાસ્ત્ર વખાણે છે; જેથી૦

પ્ર૦ બહેન.

---

## इष्टासक्त वृत्तिनुं इष्टप्राप्ति समर्थ प्रमोकर्षण.

પદ. ૮ ( ગરબી )

આવોને આજ રંગ માણવા, મારે મહોલ, આવોને આજ રંગ માણવા.
કેવા રસિક અને કેવા ચતુર છો, તેને છે આજ મારે જાણવા, મારે;૦
તમારે તો ઘણુંએ ભટકવું બીજે રંગ, મારે તમને છે ઘેર આણવા; મારે૦
તમને તેડાવવા હાથી ઘોડા છે નહિ, [1]ઉંટ મોકલું છું પલાણવા; મારે૦
કે'ક બીજાને ભોળવી લો ચપટીમાં તે, મારે છે આજ જરી નાણવા;મારે૦
જોઈશું કે કોણ શક્તિમાન પછી આપણુમાં, એકબીજના પ્રતિ તાણવા;મારે
હૃદયભાવ જાણવાને કેવા સમર્થ છો, તેને છે મારે પ્રમાણવા; મારે૦
હૈયાની છૂપી પ્રીત જાણો ન તો તમને, ઝખ મારવા પછી વખાણવા? મારે૦

---

૧ અઢારે અંગથી વાંકું સુંકું એવું મન.

## મધ્યબિન્દુમાંથી ન ખસવા અર્થે બોધ.

પદ ૯ ( વીર કટિ કસજો હાવાં, એ લય. )

મધ્યબિન્દુથી કદી બહાર, નહિ ખમશો.
હરીફરી કરી કરી સુવિચાર, ત્યાં વસશો.
થઇ મોહવિષે ચકચૂર, રહેતા જે બિન્દુથી દૂર,
અન્તે ડુબતા તે જરૂર; નહિ૦
આ દશ્ય સકલ વર્તુલ, મધ્યબિન્દુ સ્વરૂપસુખમૂલ,
જ્યાં નડે ન ભવદુઃખશૂલ; ત્યાં૦
જઇ રહી સ્વરૂપમન્દિર, મન મતિથી થઇ ત્યાં સ્થિર,
બનો સ્વરૂપાનુભવી વીર; નહિ૦
એ મધ્યબિન્દુનો દેશ, છે અતિ નિકટ હમેશ,
તેમાંથી ન ચસશો લેશ; નહિ૦
બાહ્ય સ્થિતિ લોને વિરુદ્ધ, દેખાય છતાં પણ શુદ્ધ–
નિશ્ચયમાં રહો પ્રબુદ્ધ; નહિ૦
એ મધ્યબિન્દુમાં વાસ, લહેવો મહ સ્વરૂપવિલાસ,
ત્યજી બીજો સઘળો કયાસ; નહિ૦
આ નિશ્ચયમાં રહી સ્થિર, જે નિવસે ભવમન્દિર,
તે સાધક સાચો વીર; નહિ૦

શ્રી જ૦ દેવી.

---

## સિદ્ધ પ્રયત્નવાનના ઉદ્ગાર.

પદ ૧૦ ( નિર્મલ કરતારી વાણી, એ લય. )

સ્વરૂપથી લગની લગાવી, રમી રહું, મતિ આ અદ્વૈતમાં વિલાવી.
આરંભમાં ગુરુઉપદેશને, અંતર લીધો દઢાવી; રમી૦
યત્ને આચલ, ઉત્સાહ મેં, રાખ્યાં અખંડ ટકાવી; રમી૦
વિષયાકાર થતી વૃત્તિને, વિષયથી ક્રમથી છટકાવી; રમી૦
દ્વૈતની ભાવના ઉર ઉઠતી, તત્ત્વચિન્તને પલટાવી; રમી૦
પ્રકૃતિલય કરી પ્રપંચ આ, કારણે દીધો ખપાવી; રમી૦
'જીવહું'એ ભાન છાડી લીધું—બ્રહ્માસ્મિ મેં સ્ફુરાવી; રમી૦
સર્વ તરંગો જલના હાવે, દીઠા જલમાં શમાવી; રમી૦
સમસર્વત્ર જ એક હું ત્યાં, અન્ય શું શકે મુખે આવી; રમી૦

શ્રી જ૦ દેવી.

## ઇષ્ટદર્શનાર્થે સાધકનો નિશ્ચય.

પદ ૧૧ ( નિજ સ્વરૂપે જેની વૃત્તિ શમી છે, એ લય )

જીવનમાં જીવન જોવા નિશ્ચય કર્યો મેં,
જીવનમાં જીવપદ ધોવા નિશ્ચય કર્યો મેં,
નિશ્ચય કર્યો મેં, યત્ન પણ આદર્યો મેં; જીવનમાં૦
પ્રભુપ્રાપ્ત્યર્થે અનુકૂલ ગણીશ હું, પ્રાપ્ત પરિવેષ્ટન,
અવિહિત માર્ગો બંધ કરીશ જે, ઉપજાવતા બંધન; જોવા૦
સ્થૂલેન્દ્રિયને સ્વાધીન કરવા, કરીશ વ્રત અનશન,[1]
સૂક્ષ્મેન્દ્રિયના નિગ્રહકાજે, કરીશ હું મંત્રરટન; જોવા૦
તપવું તપનથી તનમનશુદ્ધિ-અર્થે જેમ કુન્દન,
ઢાળકી ઢાળી એવું ઘડું જાણે, પ્રભુ હોય મૂર્તિમન્ત; જોવા૦
શ્રદ્ધા ધરી ભાવેથી શુણી શ્રીગુરુનાં બોધવચન-
મનન કરી તે પુનિત વચનનું, સાધું નિદિધ્યાસન; જોવા૦
ભક્તિ નવધા સેવું સાચી, શ્રવણ, સ્મરણ, કીર્તન,
આત્મસમર્પણ કરીને પશુ નર-હરિનું દિવ્ય વદન;—જોવા૦
જગતસદનમાં પ્રભુને જોવા, કરીશ હું પ્રાણદમન,
ત્રિકૂટિઆદિ સ્થાનમાં ધ્યાનથી, કરવા જ્યોતિ દર્શન; જોવા૦
મુજ બલ સઘળું વાપરીને વળી કરી કૃપાયાચન,
અનન્યભાવથી સેવી પ્રભુને, કરું પ્રસન્ન પ્રસન્ન; જોવા૦

પ્ર૦ બ્હેન૦

---

## આત્મભાવે પ્રાણિમાત્રનું હિત ઇચ્છનાર અધિકારીની શ્રી ઇષ્ટને પ્રાર્થના

પદ ૧૨ (ભાઇ નામ સમજીને બેરી રહીએ. એ લય )

હો નાથ ! મને દેખાડશો ના એ દહાડો,
સ્વાર્થ સાધું, જેમાં છાનો કે ઉઘાડો; હે નાથ !૦
વિશ્વના આ મારા સકલ બંધુઓ રાત્રિદિવસ ઘસડાય જ્યાં ઉંડે ખાડો,
અને માત્ર હું નિત્ય વિચરું જ્યાં એકલો, ઉન્નતિ ! હોય ઉંચા પહાડો.હો૦
અન્ય જનોને ન મળે ખાવાને એકવાર, છાશ ને લો સુકો જાડો,
અને ભાત ભાતતણાં પકવાન્ન કે ને હોય,મારી પાસ દુધનો હાંડો. હો૦
અન્ય પાસ પાઇ પણ હોય ના ને મારે કાજ, ધનના ભંડારો ઉઘાડો

---

૧ ભુખ્યા રહેવાનું.

ભાવભર્યા હૃદયેથી કીધા, કેટલાએ સ્તુતિપાઠ રે; મને૦
તમવિણ સઘળું શૂન્ય દિસે છે, ઉરે થાતો ચણચણાટ રે; મને૦
ક્હાવી દયાળુ જોતા રહો શું, નિજ શિશુનો વલવલાટ રે; મને૦
પરમશાન્ત છો આપ છતાં મુજ, શુણતો ગમે શું ઘોંઘાટ રે; મને૦
મોંથી મીઠા ગુણ નવ ગાઉં, હું નહિ જાને ભાટ રે; મને૦
ભાવવડે ભજું તમને, નથી આ, દેખાડવાનો ઠાઠ રે; મને૦
સરળ સ્વભાવે સઘળું કરું છું, નથી હું મનથી લાંઠ રે; મને૦
આપને આવવું ભારી પડે તો, દર્શાવો આપની વાટ રે; મને૦
દર્શન દઈ પ્રભુ! શમાવજો મુજ, નિત્યનો આ કકળાટ રે; મને૦
પ્ર૦ બ્હેન૦

---

## પ્રભુનાં વચનો.

પદ. ૧૫ ( લય પૂર્વનો. )

ક્ષણ ક્ષણ જોઉં જોઉં વાટ રે મને આવી મળો કોઈ.
છાનો છપનો હું નથી બેઠો, બેઠો ચોક વાટ રે; મને૦
મને મળવા મેં સમવસરણે રચ્યા, પ્રતિદિન પ્રહરો આઠ રે; મને૦
મુજ પ્રિયથી વેચાણ થવા મેં, માંડ્યાં છે છ છ× હાટ રે, મને૦
'કોઈ ખરીદો સૌ, કોઈ ખરીદો,' એવો કરું ઘોંઘાટ રે; મને૦
મારાથી જોયો જાતો નથી કોઈનો પણ, અંતરનો ઉકળાટ રે; મને૦
બહુ રીતે જોયું પણ મેં, ખરેખર ચાતુર, દેખ્યું ન કોઈ મારે માટે; મને૦
મારાં ઐશ્વર્યો માટે માત્ર છે, જીવોનો વલવલાટ રે; મને૦
તેને મળું, તેનો દામ ધરે જો, બધી મારાથી થોડાગાંઠ રે; મને૦
વ્યવહારી જન સાચવે તો હું, કેમ ન સાચવું આંટ રે; મને૦
સુખમાંથી મળીશ હું, દુઃખમાંથી મળીશ હું, મળીશ સાધનને ઘાટ રે. મને૦
ગમે ત્યાંથી આવો, છું હું ભેટવા તત્પર, તમારો તો ઋણું છું પાડ રે; મને૦

---

## શ્રેયસ્સાધનમાં પુરુષાર્થી રહેવા શ્રેયસ્સાધકને ઉપદેશ.

પદ ૧૬ (કર્મતણા સંજોગથી નિર્માણ થયેલું૦ એ લય.)

'પ્રારબ્ધમાં હશે તેમ થશે,' એમ માનીને જોડી હાથ રે
બન્ધુ! બેસી ન રહો કદાપિ
પ્રારબ્ધનો ક્ષય યત્નથી થાય એ વિસરો ન લેશ,
'યત્ને સદા જય' સૂત્ર એ, રાખો જાગ્રત ઉરમાં હમેશ રે,—બન્ધુ!

---

× ષટ્ચક્રો.

પ્રમાદી જન પ્રારબ્ધને, યત્નથી લહે બલવાન,
પુરુષાર્થી વીર તો કહે-છે પુરુષાર્થ મહાન,
આપણે વહવિવાનું જીવનમાં નહિ કેમ,
યત્નથી શોભવું સત્કે, લેવામાં શ્રીગુરુવરનામ રે; બન્ધુ!
શુદ્ધ પ્રયત્નતણું સ્વરૂપ, છે આપણને સ્પષ્ટ,
તેને પ્રત્યાવિના વૃથા, શીદ જોવું અદષ્ટ;
સાધવો તથા આપણે, પ્રભુઅર્થે પુરુષાર્થ,
નરહરિઅનુગ્રહથી થશે, જેથી સિદ્ધ સહજ સર્વાર્થ રે; બન્ધુ!
શ્રી જ૦ દેવી.

## स्वरूपसिन्धुमां निमज्जन पामती अहंवृत्तिरूप क्षारपुत्तलिनी उक्ति.

પદ ૧૭ ( વર્ષાઋતુની વાદળી. એ લય. )
આ ક્ષારપુત્તલિ સિન્ધુમાં પડી આજ ગરગરતી,
સર્વાંશ જલમય થઇ જતા જેમ જેમ ઓગળતી;
કદી કાર્ય કારણથી ન જૂદું એ હું સાંભળતી,
તે આજ અનુભવું સત્ય જેમ જેમ સિન્ધુમાં ભળતી.
પરિચ્છિન્નતા, ભ્રાન્તિથી સર્વને મનાઇ,
વાસ્તવે ન, ભેદ કાંઇ કાર્યકારણમાંહિ; પરિ૦
મૃત્તિકા ને ઘટમાં ન ભેદ વસ્તુતઃ કંઇ,
આકાર ભિન્ન પણ અંશે ભેદ છે નહિ.
નામ રૂપમાં તે કહો સત્યાંશ છે કહિં ?
ઉપાધિ ત્યજી, સિન્ધુમાં ગળાઇ; પરિ૦
સ્વરૂપસિન્ધુમાંહિ જેમ જેમ ડુબતી જઉં છું,
આગપણાથી તેમ તેમ હું ભૂલાઉં છું,
મર્યાદિત હું ને અમર્યાદરૂપ થાઉં છું,
પૃથક્રૂપે હું ન રહું ક્યાંઇ; પરિ૦
શ્રી જ૦ દેવી.

## संसृतिने ज्ञानदृष्टिवडे मिथ्या प्रतीत करनार कशाथी भय धरतो नथी.

પદ ૧૮ [ સ્વરૂપ છે શુદ્ધ મારું, એ લય. ]
શાને ડરું સંસૃતિથી, ન કંપ એ સત્ય સ્થિતિ,
જાની કે આ મિથ્યા પ્રતીતિ, આદિઅન્તિ, છે ન ભીતિ; શાને૦
જુદું આ જગને અમાણ્યું, જુદું મારું જીવતર જાણ્યું,

કુંકી કર્મ સંચિતનો આ નિભાડો,
મહા મન્દિરે ચાલવા ઊર્ધ્વ માડો;
વીંધી ચક્ર આજ્ઞાજો, બ્રહ્માંડે જોવા બ્રહ્મની દ્યુતિ; કુંડલિની૦
કરી મૂર્ધમધ્યે લગાવો સમાધિ,
જશે સ્હેજમાં આધિ વ્યાધિ ઉપાધિ,
ટળી જાય ધ્યાતા અને ધ્યેયભેદો,
મહા કિષ્ટ જીવત્વનો પાશ છેદો;
સ્વરૂપને દર્શાવજો, નિજમાં કરી પૃથક્ અહંની ચ્યુતિ; કુંડલિની૦
શ્રી જ૦ દેવી.

---

## ઉચ્ચ ઉદ્દેશની સિદ્ધિ અર્થે ઉચ્ચ અધિકારની જ અપેક્ષા છે.

પદ ૨૧ [ કર્મતણા સંજોગથી, લય. ]
ઉદ્દેશ સિદ્ધિનો હેતુ જો તમે પૂછવા માગો ભ્રાત ! તો
કહું છું, થાજો ઉચ્ચ અધિકારી
પરિવેષ્ટન ઉંચાં તમે, રાખો ભલેને હજાર
પણ તમે ઉરથી ઉચા થયા, વિણ ઉદ્દેશ ના ફળનાર રે; કહું છું૦
અન્તઃકરણતણો તમે, વધારતાં અધિકાર,
વિણ માગ્યે આવી મળે, ઇચ્છયાથીય અપાર,
માત્ર ઉદ્દેશ ઉંચ ઉચ્ચ, બાંધી ન બેસો વીર !
તેને અનુરૂપ મનમતિ ઉંચા તત્ત્વમાં રાખજો સ્થિર રે; કહું છું૦
અંતરના ઊંડાણમાં, ને એકાંતની માંહ્ય,
સહજ સ્વભાવે જેમ જેમ, ઉચ્ચતરે જ વહાય;
તેમ તેમ તમારો ઉરથી, બંધાશે દૃઢ સબંધ,
ને એના અનુ ઉદ્દેશન, થાશે સિદ્ધ તદાકારબંધને: કહું છું૦

---

## સ્વસ્વરૂપચિન્તનથી મસ્ત રહેવા અધિકારીને પ્રબોધ.

પદ ૨૨ (ભર્યો ભંડાર, અપરંપાર૦ એ લય. )
અરે ઓ વીર, જ્ઞાને અમીર, થજો કંઇ લાવી અક્કલાઈ.
ગુમાવી છે, ભુલી જઇને, તમારી સાચી અમીરાઈ.
ધરો છો દૈન્ય શા માટે, રહી કંગાલ ને દુઃખી,
તમારામાં, અમારામાં, સદા રહી છે શ્રીમતાઈ;—
તમે છો પુત્ર પ્રભુના ને, પ્રભુ બ્રહ્માંડના પતિ છે.
પિતા થઇ પુત્રને ના દે, શું પ્રભુમાં એવી હલકાઈ ?

ભજનો ગુમ ઇશ્વરનો, થશે સ્વાધીન તમ હસ્તે,
પ્રભુચિત્તે તમારૂં ચિત્ત, જાશે જો પરોવાઇ; અરે૦
ગ્રહીને જ્ઞાનસંપત્તિ, અમીરી ઠાઠમાં રહેજો,
પ્રભુને ભાળીને નિજમાં, લીયો પ્રકટાવી પ્રભુતાઈ; અરે૦
શ્રી જ૦ દવી.

---

## પ્રભુની નજર.

પદ. ૨૩ ( સ્નેહ તો કરો રે સાચો. એ લય. )

લાગી નજર રે મુજને, લાગી નજર,
માનો-ના માનો પણ એ પ્રભુની લાગી નજર.
એવી કરડી કે એની વાત કહું શું,
કંઇ ન સ્ફુરે મુજ ઉરમાં, એના વગર; માનો૦
કામણ કરીને મને, કંઇ ન દીધું તો એ,
એને ને એને ઝંખું આઠ પ્રહર; માનો૦
જુલમજેવો કંઇ આ તો જુલમ છે,
તનમનનાં અણુઅણુમાંહિ એની અસર; માનો૦
વાયુ આકાશે જાણે એ જ દીસે છે,
આંખ મીચું ત્યાં જોઉં એ, મારી ભીતર; માનો૦
આંખે નથી જોયા, અને હૈયે નથી માણ્યા,
તોયે એની પાછળ થાતું વિતાનું અંતર; માનો૦
ક્યાંનો રહેવાસી અને સગો વ્હાલો કોણ,
તેની પણ મુજને જરી ના ખબર કે ખબર, માનો૦
મળે જો સ્વામી તો કહું કે, મારૂં તો થયું તે કર્યું,
બીજા કોઇનું કરીશ ના આવું જીવતર; માનો૦
હશે, જે થનાર થઇ પણ ટાઢક છે એટલી,
ઘી તો ઢોળાયું પણ તે ખીચડીઅંદર; માનો૦

---:o:---

## પ્રણવમંત્રમાહાત્મ્ય.

પદ ૨૪ ( ચિત્તતત્ત્વમાં ચિત્ત મારું રમે છે, એ લય. )

અહા ! વૃત્તિ ડોલે પ્રણવમંત્ર નાદે,
સહજમાં સ્વરૂપાનુસન્ધાન સાધે.
પ્રણવમંત્રમાં જેમ એ લીન થાતી,
અતિ સૂક્ષ્મથી સૂક્ષ્મ એ થાતી જાતી; અહા !૦

પ્રણુવમંત્રમાં જેમ એ લીન થાતી,
સ્વરૂપ સ્પર્શવા યોગ્ય તે તો ગણાતી; અહા !૦
પ્રણુવમંત્રમાં જેમ એ લીન થાતી.
સ્વરૂપદેશકેરા નિકટમાં પળાતી; અહા !૦
પ્રણુવમંત્રમાં જેમ એ લીન થાતી,
સ્વરૂપના જ ગુણુધમ સહ તે જોડાતી; અહા !૦
પ્રણુવમંત્રમાં જેમ એ લીન થાતી,
સ્વરૂપજ્યોતને તે સદોદિત ધ્યાતી; અહા !૦
પ્રણુવમંત્રમાં જેમ એ લીન થાતી,
સ્વરૂપરાસ્મ હું એમ નિજને ભળાતી; અહા !૦
પ્રણુવમંત્રમાં જેમ એ લીન થાતી,
સ્વયં હું સ્વરૂપ, એમ અન્તે લહાતી; અહા !૦
પ્રણુવભક્તિ ત્યાં તો પછી ક્યથી થાતી,
પ્રણુવથી અભિન્ન સ્વરૂપે શમાતી; અહા !૦

---

## સ્વરૂપાભિમાનીની ઉક્તિ.

પદ ૨૫ ( આલિંગી નાથ આજે૦ એ લય. )

જીવનનાટ્યભૂમિ છે, મારી ચમત્કારી,
મારી ચમત્કારી, ત્યાં ખેલ કરું ભારી; જીવન૦
જાત જાતના અનેક ઉપાધિ સ્વીકારી,
વેષ નવા, કિરીટ કદી મહું મનોહારી; જીવન૦
ધારી અજ્ઞાન કદી બનું વ્યવહારી,
જ્ઞાની બની કદીક રે દરાવું મોહ હારી; જીવન૦
કદીક ભગવાનનું રૂપ લેઉ ધરી,
ભક્ત બની કદીક દઉં બાળા પ્રહારી; જીવન૦
મહાલું શ્રીમન્તરૂપે થઉં કદી ભિખારી.
કદી બનું પરવશ કદી સ્વેચ્છાચારી; જીવન૦
હું જ વસ્તુ સઋને, ઘડું નઋનારી,
પ્રલય પણ કરું હું થઇ કલ્પાન્તકારી· જીવન૦
ક્ષણે હું જણાઉં મન્દ નિયમ વિકારી,
અન્ય ક્ષણે થઉં વિકારાતીત અધિકારી; જીવન૦
સર્વમાં હું, મુજથી ન કોઇ સ્થિતિ ન્યારી,
તેમ છતાં સર્વથી અલિપ્ત દશા મારી; જીવન૦
વાસ્તવ મુજ સ્વરૂપ કોણ મતિ કળનારી !
ઓળખે તો તેની બલિહારી બલિહારી; જીવન૦

શ્રી જ૦ દેવી.

## चित्तमां स्फुरता भावो.

પદ ૨૬ ( શું નિર્મળ જળની તલાવડીમાં. એ લય. )

અહો ! ચિત્તસમુદ્રે આજ ઉઠે શું અદ્‌ભુત ભાવતરંગ,
કંઈ અનાયાસ થઈ જાતો જાણે નિજ સ્વરૂપમહ સંગ; અહો૦
અનન્ત હિતપ્રદ ભાસે આજે, જગના દુષ્કર ત્રિવિધ પ્રસંગ,
શિથિલ બનેલી વૃત્તિ સકલા, ઉઠે આગુી પ્રેમઅંગ; અહો૦
જનસંગથી કે વ્યવહારથી આ મન રહેતું ઉરથી નિઃસંગ,
માયાકૃત બન્ધનનો ભાસે, સહજે થાતો ભંગ; અહો૦
અન્તઃકરણઉપર કંઈ દીસે લાગ્યો જ્ઞાનનો પાકો રંગ,
અવિચ્છિન્ન આનન્દબોધ કંઈ, ઉડતા અંગેઅંગ; અહો૦
તૂટી ગયેલા નિરખું ત્રિવિધિ, તાપના અંતરપરના તંગ.
નિર્ભય ને નિઃશંકપણે હું પોઢું શાન્તપલંગ; અહો૦
સંચરી જઉં જાણે એકાકી, શોધી મૂર્ધ્નના ગુપ્ત સુરંગ,
અને અકથ્ય અનુભવ લહું હું, ચઢી સર્વોપરીશૃંગ; અહો૦

શ્રી જ૦ દેવી.

---

## जय भगवन् !

પદ. ૨૭ ( જીવસમુદાય, સુખને ચહાય. એ લય. )

પરમાત્મન્ ! પ્રેમાત્મન્ ! સચ્ચિદ્‌ઘન ! હૃદયશયન !
પરમ પ્રસન્ન ! જીવજીવન ! જય જય ગુરુ શ્રીનૃસિંહભગવન્ !
જય ભગવન્ ! જય ભગવન્ ! જય જય ગુરુ૦

સાન્દર્યનું જે પરમ નિકેતન, જોઈને આપનું રમ્ય વદન,
મન ચહે અન્ય ન કરવા દર્શન, રૂપરહિત ભાસે આ ત્રિભુવન,
એ જોઈ હર્ષથી નીકળે વચનઃ જય જય ગુરુ શ્રીનૃસિંહભગવન્ !
જય ભગવન્ ! જય ભગવન્ ! જય જય ગુરુ૦

એથીએ અદ્‌ભૂત આપનું મન, સંકલ્પાધીન જેને જડ ચેતન,
એને જોઈ જોતું ગનતુ ન અન્ય, ચમત્કૃતિનું પ્રશસ્તાન,
(એ) ઐશ્વર્ય જોઈ થાય સુગ્રંકથનઃ જય જય ગુરુ શ્રીનૃસિંહભગવન્ !
જય ભગવન્ ! જય ભગવન્ ! જય જય ગુરુ૦

આપના આત્માના રૂપનું વર્ણન, કેવી રીતે થાય એ તો અવર્ણ્ય,
જેનું દર્શન થતાં ભેદશમન-થઈ, થાય એકરૂપે ભક્તજન,
આપને પામી અમે ધન્ય ધન્ય; જય જય ગુરુ શ્રીનૃસિંહભગવન્ !
જય ભગવન્ ! જય ભગવન્ ! જય જય ગુરુ

# યોગિનીકુમારી

## પ્રથમવિભાગ

---

### નવીન આવૃત્તિ

---

રચનાર: **શ્રીમાન્ વિશ્વવંદ્ય**

---

**ગુજરાતી સાહિત્યમાં** આ એક જ નવલકથા છે કે જેના લેખમાં અપૂર્વ રસસાથે વાચકની સર્વ પ્રકારની વ્યવહાર પરમાર્થના ઉન્નતિમાં ઉપયોગી અનેક કર્તવ્યને સરલ અને સ્પષ્ટપણે જણાવ્યા હોય. હજારો સ્ત્રીપુરુષો તેને રસ અને પ્રીતિપૂર્વક વાંચે છે અને હજારો સ્ત્રીપુરુષો તેને વાંચવાને હજી તત્પર છે. તેમાં એકતરફથી વાર્તાનો ભાગ એટલો તો રસમય છે કે જે વાંચનારનું ચિત્ત સહજ સ્વભાવેજ પોતાના તરફ આકર્ષી રાખે છે; જ્યારે તેમાંના બીજા બોધક પ્રસંગો ગૂઢ છતાં એટલા તો ઉપયોગી અને સરળ તથા સચોટપણે લખાયા છે કે વાંચનાર તેને તેજ વખતથી પોતાના જીવનમાં ઉતારવા લલચાયાવિના રહેતો નથી. અન્યના વાર્તાભાગસાથે બોધક વિષયને એવી તો સુન્દરરીતે ગુંથ્યો છે કે જેમાં લેખકના અસાધારણ બુદ્ધિવિભવનું વાંચનારને સ્પષ્ટ ભાન થયા વિના રહેતુંજ નથી.

જીવનમાં ઉત્તમ ઉચ્ચ આનંદ અનુભવવો **હોય** તો આ પુસ્તક તત્કાળ મંગાવી વાંચો મૂલ્ય રૂ ૩-૮-૦ પો ૦-૮-૦

**વ્યવસ્થાપક મહાકાલ,**

**વડોદરા.**